અતલસ્પર્શી વાચકો અને વિવેચકો અનીતિ જાણે છે તેમ નથી. તેવા પરકીયા વિષયક શૃંગારને ઉદ્દેશી તે પદો રચવા તે લેખકોની પ્રવૃત્તિ થઈ જ નથી.

અત્ર રાધાકૃષ્ણના પરસ્પર પ્રેમની નીતિવિષયક ચર્ચાને કંઇક અપ્રસ્તુત અને કંઇક દીર્ઘતાદોષાપાદક ગણી તે ચર્ચાને સ્પર્શ ન કરતાં, આટલું જ કહેવું યોગ્ય છે કે રાધાકૃષ્ણની પ્રીતિ તે યથાર્થ ભક્તિના આદર્શરૂપ—ઉપમાનભૂત—ગણાય છે. તેનો પ્રતિપન્નાર્થ આ જ છે કે–**પરકીયાનો જેવો પ્રિયતમ ઉપર પ્રેમ હોય છે, તેવો પ્રેમ ભક્તે ઉપાસ્ય ઉપર રાખવો. એ જ પ્રેમભક્તિ છે, એ જ પ્રેમરસાસ્વાદ છે. પ્રત્યેકનો સ્વકીયા પ્રતિ પ્રેમ તેવો જ હોવો જોઇએ.** પરકીયા પ્રેમમાં પ્રેમની પરાકાષ્ઠાની પ્રતીતિ પ્રાકૃત લોકોને સ્પષ્ટતર થાય છે; તેથી તે દૃષ્ટાંતરૂપે પુરઃસર કરાય છે. પરકીયા જેમ અનેક કષ્ટો અને સંકટો, સ્વપ્રિયતમના મુખનું દર્શન માત્ર પણ લેવા સહે છે, તેમ ભકતે પણ મુક્તિરૂપ દુષ્પ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવા સહેવાં. એવાં તપનું ફલ અંતે અભેદભાવ થાય છે. તે દાસત્વ, સખ્યતા, આદિ ભક્તિના અપર ભાવો કરતાં ઉત્કૃષ્ટ છે. તે જ ઉદ્દેશને ગ્રહાવનાર મીરાંનું ભક્તિમય જીવન હતું અને મીરાંની ભક્તિમય કવિતા છે.

**તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.**

## પ્રેમાનંદ ભટ.



## વિભાગ ૨ જો.

## ભીમ.



## મીરાંબાઈ.

## ભાઈશંકર.



## રાજે ભક્ત.



## કહાનદાસ.



## રવિદાસ.

बृहत्

# કાવ્યદોહન.

ભાગ ૭ મો.

## નરસિંહ મેહેતો.

### કૃષ્ણ જન્મની વધાઈનાં પદ.

#### પદ ૧ લું–રાગ આસાવરી.

મથુરા નગરીનો કંસ રાજા, મહા મોટો રાજન રે;
ભગિની દેવકી વાસુદેવને દીજે, એવો વિચાર કીધો મન રે. મથુરા.
ગર્ગાચાર્ય ત્યાં જોષી તેડાવ્યા, લગ્ન લીધાં નિરધાર રે;
દેશ દેશના ભૂપ તેડાવ્યા, તે મથુરા મધ્યે અપાર રે. મથુરા.
ચૈત્ર શુદી દ્વાદશી સોમવાર, મંગળ વરત્યાં ચાર રે;
ભગિની દેવકીને સાસરે વળાવી, કંસ હરખે અપાર રે. મથુરા.
આકાશ વાણી અગોચર ઉપની, રાજા માનજે નિરધાર રે;
અષ્ટમો ગર્ભ ભગિની કેરો, તુજને કરશે પાર રે. મથુરા.
કાઢી ખડક કંસ રાય ઘણું કોપ્યો, તારુણી ચોટલે ત્યાં સાહી રે;
પ્રથમ મારું ભગિની દેવકી, પછે મુને ભય નાહી રે. મથુરા.
વાસુદેવ કંસને પાયે પડીયા, સ્ત્રીનો શો વાંક રે;
અષ્ટ બાલક તુંને આણી આપું, એ તો અબળા રાંક રે. મથુરા.
કંસે કહ્યું માન્યું વાસુદેવનું, એને કારાગૃહમાં નાખ્યો રે;
ભણે નરસૈંયો એટલું જાણો, રહોની ભાગળ *** રે. મથુરા.

### પદ ૨ જું.

આનંદ વાધ્યો અતિ ઘણો રે, હર્ખ્યાં સુર નર લોક રે;
જાદવ કુળમાં જાદવ જાયો, માતાના ટળીયા શોક રે. આનંદ.
મનમાં વિસ્મય થયાં માતાજી, કારણ કુંવર આવ્યો રે;
દુષ્ટ વિદારન સંકટ તારન, ગોકુલમાં પધરાવ્યો રે. આનંદ.
દુંદુભી નાદ અંતરીક્ષ વાગે, પુષ્પની વૃષ્ટી થાય રે;
નરસૈંયાના સ્વામી જશોદા ખોળે, વસુદેવ મૂકીને જાય રે. આનંદ.

### પદ ૩ જું.

ધન્ય ધન્ય દિવસ આજ અનોપમ, ધન્ય ધન્ય શ્રી ગોકુલ રાય રે;
ધન્ય ધન્ય નંદજી જશોદા, ઘેર ઘેર ઓચ્છવ થાય રે. ધન્ય ધન્ય.
ઘેર ઘેર સાદ જ દેઇને ગોપી, જમના ઝીલવા જાય રે;
તરીયા તોરણ દ્વારે શોભતાં, માનુની મંગળ ગાય રે. ધન્ય ધન્ય.
જશોદા રોહિણી કુંવરને નિરખી, આનંદ ઊર ન માય રે;
અંતરીક્ષ રહીને જુવે દેવતા, દુંદુભી વાજાં શોહાય રે. ધન્ય ધન્ય.
ધન્ય ધન્ય શ્રાવણ વદી અષ્ટમી, ધન્ય શ્રી ગોકુલ ગામ રે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, પૂર્યાં તે મન કામ રે. ધન્ય ધન્ય.

### પદ ૪ થું.

પારણે પોઢ્યા પુરુષોત્તમજી, માતાજીનો હર્ખ ન માય રે;
આનંદ વ્રજવાસી સહુકો, માનુની મંગળ ગાય રે. પારણે.
સાવ સોનાનું રે પારણું, માણક મોતીએ જડીયું રે;
ચોદશ રત્નની કાન્તિ વિરાજે, ઝાઝા હીરલે મઢીયું રે. પારણે.
હિંદોળે ઉભલાંરે ઉલ્લાસે, ધમધમ ઘુઘરી ધમકે રે;
કુંવર કનૈયો અલૌકિક નાનો, માનુનીનું મન ઠમકે રે. પારણે.
ધન્ય ધન્ય માતા જશોમતિ, ધંન ધંન ગોકુલ ગામ રે;
નરસૈંયાનો સ્વામી શામળીયો, પૂર્યાં તે મનન કામાં રે. પારણે.

### પદ ૫ મું.

નંદને આંગણે નર ઘોષ વાધ્યો, પંચ શબ્દના પૂર્યાં નાદ રે;
ધોળ મંગળ આલાપે બાલા, શ્રી ગોકુળમાં પડીયો સાદ રે. નંદને.
ઘેર ઘેરથી નિસરી રે ગોપી, સરખા સરખી ટોળી રે;
દધી કીચ મચ્યો નંદ આંગણે, શીરથી ઢોળી ગોળી રે. નંદને.
શ્રાવણ માસ અષ્ટમી અંધારી, ભાગ્ય રોહિણીએ કીધાં રે;
નરસૈંયાના સ્વામી મધ્ય રેણીએ, જઈ ગોકુલ દર્શન દીધાં રે. નંદને.

### પદ ૬ ઠું.

જશોદાના આંગણીએ, સુંદર શોભા દીસે રે;
મુક્તા ફલનાં તોરણ બાંધ્યાં, જોઈ જોઈ મનડું હીસે રે. જશોદાને.
મહાલા મહાલ કરે માનુની, આનંદ ઊર ન માય રે;
કેસર કુંકુમ ચર્ચે સહુને, ઘેર ઘેર ઓચ્છવ થાય રે. જશોદાને.
ધન ધનુ લીલા નંદ ભુવનની, પ્રકટ્યા તે પૂરણ બ્રહ્મ રે;
રંગ રેલ નરસૈયો ગાયે, મન વાધ્યો આનંદ રે. જશોદાને.

### પદ ૭ મું.

ચાલો સખી આપણ જઇએ, નંદકુંવરને જોવા રે;
કંચન થાળ ભરી મુક્તાફલની, મંગળ ગાન કરવા રે. ચાલો.
ધંન જશોદાએ જીવન જાયો, પૂર્વે મહાતપ કીધાં રે;
પૂરણ બ્રહ્મ અવિલોકી જોતાં, મનવાંછિત ફળ દીધાં રે. ચાલો.
ભક્તતણું સુખ પૂરું કરવા, નારાયણ અવતરીયા રે;
કૃપા કરો હવે નરસૈંયાને, ગુણ તમારા ઉચરવા રે. ચાલો.

### પદ ૮ મું.

પારણે પોઢયા શ્રી પુરુષોત્તમ, માતાનો હર્ખ ન માયે રે;
સાવરે સોનાનું એ રે પારણું, ઝાઝે હીરે જડાય રે. પારણે.
માનુની મંગળ ગાય આનંદસુ, ઘેર ઘેર ઓચ્છવ થાયે રે;
ચંદ્રા સૂરજની કડી વિરાજે, પુષ્પની વરખા થાયે રે. પારણે.
હીંદાલો હરખસુ હલાવે, મુનિ જનનાં મન મોહે રે;
ભણે નરસૈંયો ધંન વ્રજની નારી, ધંન પ્રકટ્યા દેવ નંદઘર શાહે રે. પારણે.

---

## શ્રીકૃષ્ણ વિહાર.

### પદ ૧ લું.

શરદ નીશાએ શ્રી મહારાજ, કે વનમેં આવીયા રે લોલ;
મધ્ય નીશાએ વજાડી વિણુ, કે ગોપીકા ચાલીયાં રે લોલ.
શ્રવણે સુણી મોરલીનો નાદ, કે સહુ વ્યાકુળ થયાં રે લોલ;
જે જેમ હુતુ પોતાને ધામ, તે તેમ નીસર્યાં રે લોલ.
જોયો પૂરણ નંદ પરિબ્રહ્મ, કે સુધ બુધ સર્વે ટળી રે લોલ;
જુએ નયણાં ભરી ભરી નાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.
વચન બોલ્યા શ્રી મારાજ, કે કહો કેમ આવીયાં રે લોલ.

વળતી બોલી વ્રજની નાર, કે તમ આશ્રયે આવીયાં રે લોલ.
રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણી રે લોલ;
ઊગ્યો સોલ કળાનો ચંદ્ર, કે હાલડી રળીયામણી રે લોલ.
પૂરણ પ્રીત જોઈ પરિબ્રહ્મ, કે રુદીયા ભીડીયાં રે લોલ;
રંગભર રમવા માંડ્યો રાસ, કે કારજ સીઝ્યાં રે લોલ.
વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વિણા વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદ કુમાર કે, ગોપીકા સહુ મળી રે લોલ.
ચોકમાં ફરતી વ્રજની નાર કે, વચ્ચે રાધા હરિ રે લોલ;
નવ સત સજ્યા કે શણગાર કે, પાવલે ઘુઘરી રે લોલ.
હમચી લે હરજીની સાથ કે, તાલી લે હાથમાં રે લોલ;
નાચે નટવર મદન ગોપાળ કે, જુવતીના સાથમાં રે લોલ.
અંતરીખ દેવતા રહીને જુએ કે, પુષ્પે વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈયાનો નાથ કે, મનમાં ભાવતા રે લોલ.

## પદ ૨ જું.

વાલા મારા વૃંદાવનને ચોક, કે વેલા પધારજો રે લોલ;
વાલા મારા ગોકુળની વ્રજનાર, કે વેગે બોલાવજો રે લોલ.
અમને રમવાના છે કોડ, કે વાલા સંગ ખેલડી રે લોલ;
લેવા મુખડાનો મકરંદ, કે મળી તવ તેવડી રે લોલ.
સારી શરદ પૂનમની રાત, કે સુંદર સોહામણી રે લોલ;
હમને રાસ રમ્યાનાં કોડ, કે રંગભર ભામની રે લોલ.
વાલા મારા ગોકુળીએ પધાર્યા, તે અમને તારવા રે લોલ;
વાલા મારા લાકલડી સાહી, તે ગઉ ધન ચારવા રે લોલ.
રુડું જમનાંજીનું નીર, ત્રટ રળીયામણું રે લોલ;
રુડી બંસીબટની છાંહ, કે સુંદર સોહામણી રે લોલ.
ફરતું ગાન કરે વ્રજ નાર, કે વચમાં વાલમો રે લોલ;
મળીયો વ્રજ વનીતાનો સાથ, કે તાલી લે હાથમાં રે લોલ.
પ્રગટ્યું પૂર્વ જન્મનું પુણ્ય, કે વ્રેહે તાપ હણ્યો રે લોલ;
નાચે નરસૈંયો આનંદ, કે રસ વાધ્યો ઘણો રે લોલ.

## પદ ૩ જું.

કે શમીઠાં જઈને પોત્યાં, કે રાધાજીના કાનમાં રે લોલ;
* * * * *
રાધાજી કુંજ ભુવનના દ્વાર, કે ઉભાં હેરવા રે લોલ;
વાહાલે મારે લીધો દહુલો હાથ, કે માંડ્યો ફેરવા રે લોલ.

રસીએ ઉછાળીને નાંખ્યો, કે રાધાજીના ઊરમાં રે લોલ;
રાધાજીએ સંતાડયો કાંચલડી માંહે, કે સુખના પુરમાં રે લોલ.
ત્યારે હરિએ નાંખ્યો હાથ, કે વળગાઝૂમ થઈ રે લોલ;
રાધા રોળી વ્રજની નાર, કે અંગની સુધ ગઈ રે લોલ.
વાહાલે મારે રોળી વ્રજની નાર, કે રંગની રેલ વહી રે લોલ;
રસીએ લીધાં નથનાં મોતી, કે કૌતક ખેલવા*** રે લોલ.
જોતાં નાક થઇ તપાસ, કે રાધા *** રે લોલ;
રસીયા આપો નથનાં મોતી, કે નાકે પેહેરીએ રે લોલ.
સહીયર જાણુશે એવી વાત, કે ઘેર જઈ સાંપશે રે લોલ;
પરણ્યો જાણુશે એવી વાત, કે ગડદા થાપશે રે લોલ.
પરણ્યો પોકશે સારી રાત, કે આંખ રાતી થશે રે લોલ;
ચોંટી ખણુશે ગોરે ગાલ, કે મીઠડી લાગશે રે લોલ.
નણદલ જાણુશે એવી વાત, કે જાણે ગઈ ગાંસડી રે લોલ;
જુઓ જેઠાણીના ઢંગ, કે ઘેર ઘેર વાતડી રે લોલ.
જેઠ મારો શ્રી મહારાજ, જઇ કેશે માતને રે લોલ;
* * * * *
બાપને લાડકડી છઉં નાથ, કે બીજી કો નહીં રે લોલ;
લાવો લાવો પારિજાતકનાં ફૂલ, કે નાથને વધાવીએ રે લોલ.
નાચે નરસૈંયો સુખદાસ, કે લીલા જોઈ નાથની રે લોલ;
સદા રમે છે હૈડે રાસ, કે લીલા બ્રહ્મ પ્રકાશની રે લોલ.

## પદ ૪ થું—રાગ મારુ.

વાંસલડી વેરણ મારી રે, હાં રે વશ કીધા તે વૈકુંઠનાથ રે; ટેક.નાર ધૂતારી.
ક્યાં રે ઘડાણી બંસી ક્યાં રે કટાણી, કોણ દાન તપ કીધાં રે,
વાંસલડીનો શબ્દ સુણીને, હો રે મારાં મનડાં હરીએ લીધાં રે; નાર ધૂતારી.
પોતે પોતાનાં ગોપી તન રે છેદાવીને, વાલાજીના મુખ પર આવી રે,
સોક્લડીનું સાલ જગાવી, હાં રે વાહાલાને તો મન ભાવી રે; નાર ધૂતારી.
વૃંદાવનનાં તે વન જ મોટાં, ત્યાં પશુઓ પ્રાણી રે,
સોલ સહસ્ર ગોપીજન વલ્લભ, તેમાં તું પટરાણી રે; નાર ધૂતારી.
કામણગારી તેં કામણ કીધાં ને, કર્મે હમારે જાગી રે,
નરસિંહના સ્વામીની વાંસલડી, કર કંગન થઈ વાગી રે; નાર ધૂતારી.

## પદ ૫ મું.

વાંસલડી વા'તો રે, કાનો મોરલી વા'તો.
હાથમાં ગેડી ને મન ચરાવે, વૃંદાવન જાતો રે, કાનો.

ગોપી તણાં ગોરસડાં જોઇને, દુર થકી ધાતો રે, કાનો.
મોર મુગટ્યા ને કાને રે કુંડળ, ગોપીઓમાં ગાતો રે, કાનો.
ભલે મળ્યો મેતા નરસિંહનો સ્વામી, રંગમાં રાતો રે, કાનો.

## પદ ૬ ઠું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, વૃંદાવન મોરલીવાળા,
મેં તો ઘરનાં કામો ખોયાં રે, વૃંદાવન મોરલીવાળા.
હું તો દોતાં દોણી ભૂલી રે, વૃંદાવન.
મેં તો પ્રેમે વાછરડાં ધવડાવવા રે, વૃંદાવન.
હું તો જમના ગઇતી પાણી રે, વૃંદાવન.
તારું મુખડું જોઈ જોઈ ફુલાણી રે, વૃંદાવન.
મેં તો અવળાં આભ્રણ હોડ્યા રે, વૃંદાવન.
મેં તો માથે છેડા મેલ્યા રે, વૃંદાવન.
કાનુડો કાળો ને છોગાળો રે, વૃંદાવન.

* * * *

મને કાંઈ એક કામણ કીધાં રે, વૃંદાવન.
મારાં ચિત્તડાં હરી મન લીધાં રે, વૃંદાવન.
મેં તો રોતાં જ બાળક મેલ્યાં રે, વૃંદાવન.
મેં તો ધાવતાં બાલ વછોડ્યાં રે, વૃંદાવન.

* * * *

મને મલ્યો નરસૈંયાનો સ્વામી રે, વૃંદાવન.

## પદ ૭ મું—રાગ ગોડી.

મારે પ્રભુજી પરુણા ઘેર આવ્યા રે;
મેં તો મોતીડાં ને ધૂપે વધાવ્યા રે.
મારો વાલોજી બોલાવે વારે વારે રે;
મને ભવ જળ ડૂબતી તારે રે.
મારે રસીયા સંઘાતે રંગ લાગ્યો રે;
મારે જન્મ મરણાનો ભો ભાગ્યો રે.
વાગ્યાં પ્રેમનાં તે બાણ કેમ રુઝે રે;
તાલી રંગની રસાળી વાલી લીજે રે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે;
સર્વે ગોપીકા આનંદ પામી રે.

## પદ ૮ સું.

લગારેક નંદના છોરા, આવ મારી ગાવડી દો'વા. ટેક.
ગાવડી મારી તુજને હળી, તુજને દો'વા દે;

મહીં ને ટકો જે ઘટે, તે હાથમાં પે'લો લે; લગારેક.
આવડું અવર કોવું રે, મારે જાવું ગોકુળ ગામ,
આવડું કેવું જઈ પડે, મારે તમ સરીખું કામ; લગારેક.
આવડું કેવું તે પડે, પોતાનો જાણી જોઈ,
ગામમાં મારે સહુ સગાં છે, તમ સરીખું નહિ કોઈ; લગારેક.
મનનું હોય તે મનમાં જાણે, ઘણું કહે શું થાય;
નરસૈંયાના સ્વામી વિના, ઘણું વિમાસણ થાય; લગારેક.

## પદ ૯ મું.

સખી આજની ઘડી રળિયામણી રે;
મારો વાલોજીને જવા વધામણી રે.
પૂર પૂર સોહાગણ સાથીયો રે;
મલપતો આવ્યો હરિ હાથીયો રે.
સખી મોતીડે ચોક પૂરાવીયે રે;
આપણા નાથને પધરાવીયે રે;
સખી ફૂલડે પાગરણ ભરાવીએ રે;
ત્યાં છબીલાજીને પધરાવીયે રે.
સખી નીર ગંગાજળ લાવીયે રે;
રુડા ચત્રુભુજના ચરણા પખાલીયે રે.
સખી ચાર સોહાગણ આવીશું રે;
આપણ નાથને વધાવીશું રે.
સખી આ રસ મીઠો અતિ મીઠડો રે;
મેંતા નરસૈંયાનો સ્વામી દીઠડો રે.

## પદ ૧૦ મું.

મને ના બોલાવે, વાલો મને ના બોલાવે;
કઠણ હૈયાનો વાલો મને ના બોલાવે. ટેક.
જોજે જોષીડા તારી પોથીમાં શું આવે;
સારા જોશ જોજે મને મહીગરીએ વળાવે. કઠણ.

* * * * *

સઉ સખી મળીને વાલાને મનાવે. કઠણ.
સાસુ હઠીલી મ્હારી નણદલ ધુતારી;
વીરલાને કેજો મારે આણુલે આવે. કઠણ.
સહુ સખીઓમાં વાલો સુઘડ કેવાય;
નરસૈંયાના સ્વામીને ન ખોટું ભાવે. કઠણ.

## પદ ૧૧ મું–રાગ મારુ.

મને કૃષ્ણ જોયાના કોડ, સહીયર ચાલો રે;
હું તો લાગું તમને પાય, હરિવર આલો રે. ટેક.
જાદવ જમનાને કાંઠલે રે, વાહે વિણા રસાળ;
નાદમાં મોહી ગોપી નિસર્યાં રે, ઘેરે રોતાં મેલ્યાં બાળ. સહીયર.
દે'રે દે'રે દીવા કરું રે, પૂજું સઘળા દેવ;
શામળીઆ વર જો મળે તો, શંભુ કરું રે તમારી સેવ. સહીયર.
એ જળ જમના ઝીલતાં રે, ન્હાતાં નિર્મળ નીર;
વસ્ત્ર હરિ ગયો વિઠલો રે, શેને ઢાંકું શરીર. સહીયર.
સાસુ હમારી જશોમતિ રે, સસરો શ્રી નંદરાય;
કૃષ્ણ કોડીલો કાનજી રે, મારું સાસરું ગોકુળ ગવાય. સહીયર.
ગોકુળ ગામની ગોવાળણી રે, આવે ઘુરકતી ઘોર;
મુખપર માવજી મોહી રહ્યા રે, એના શિર પર નાચે મોર. સહીયર.
ગાય શીખે ને સાંભળે રે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે રે, ગુણ ગાય નરસૈંયો દાસ. સહીયર.

## પદ ૧૨ મું.

ચતુરસ નાર વેલીરે, વેળાસર થાય ચાલતી રે. ટેક.
વાલો મારો તેડે છે વનમાં રે, હજી શું છે તારા દિલમાં રે. ચતુરસ.
બાંવડીએ તું બાંધ બાજુ રે, ટીલડીએ તો બાંધ ખાજુ રે. ચતુરસ.
વેળાસર આંખડીએ તું કરી લે અંજન રે, મુખડીએ કરીલે મંજન રે. ચતુરસ.
સાલુડો તો પે'ર સોરંગી રે, દીસે બહુ રંગ રંગી રે. ચતુરસ.
નરસૈંયાનો સ્વામી શામળીઆરે, સહુ જોવા તે મળીઆ રે. ચતુરસ.

## પદ ૧૩ મું–રાગ સામેરી.

કુંજનો વિહારી રે મા મુને સાંભરે રે,
હવે કયાં દેખું દિન દયાળ;
મોળીડું ને બાંધે રે મોહન મલપતા રે,
આંગણીએ વા'તો વિણા રસાળ. કુંજનો.
મધુવન જાતાં રે માખણ મહી વેચવા રે,
માર્ગે આવીને માગતા દાણ;
હાસ્ય વચન રે વાલો મારો સાંખતા રે,
ભાખે મીઠડાં વેણ કરે વખાણ. કુંજનો.
સુખના વિસરામ રે અમને તો આપતા રે,
નિત્ય નિત્ય ઉત્તમ નવલાં રે નેહ;

નરસૈંયાના સ્વામી રે વિના હું તો વ્યાકુળી રે,
તેણે મારી દુર્બળ થઈ છે રે દેહ. કુંજનો.

## પદ ૧૪ મું–રાગ સામેરી.

કુંજનો કલ્લોલી રે, કાનજી તો ક્યાં ગયો રે,
જેની સંગે રમતાંતાં રંગ વિલાસ;
મહીઅર મેલાવ્યું રે એણે મારું સાસરું રે,
કીધી મને દાસતણી રે દાસ. કુંજનો.
સુંદરતા એની રે સખી શું વરણવું રે,
જેણે એનું જોયું રૂપ રસાળ;
પતિ તે વ્રતા રેહ પ્રભુને પેખતાં રે,
જોતામાં જાય જન્મ મરણ જંજાળ. કુંજનો.
માસે માસે આવે રે મંદિર માહરે રે,
મુજને તો જોવા જાદવરાય;
સાસુને મ્હારી રે મુજને તો સાચવે રે,
લાજ તજીને લાગતી હું તો પાય. કુંજનો.
જમતીને વેળા રે જીવણ મુને સાંભરે રે,
ત્યારે મ્હારે કંઠે ના ઉતરે અન્ન;
ત્રિકમજીને જોવારે હું તો તરફડું રે,
ત્યારે મ્હારું તપીને ઊઠે તંન. કુંજનો.
ઘેલી મુને કે' છે રે ઘરમાં ઘરધણી રે,
બાહેર વગાડી કેહછે લોક;
નરસૈંયાના સ્વામી રે જ્યારે મુજને મળે રે,
ત્યારે મ્હારા ટળે હૈયાના શોક. કુંજનો.

## પદ ૧૫ મું–રાગ સામેરી.

મોહની લગાડી રે, મા મને મોહને રે,
રસીએ દેખાડી રંગની રે રેલ;
જીવતર સુધાર્યું રે સખી મ્હારું શામળે રે,
નિત્ય નિત્ય થાય વૃંદાવન ખેલ. મોહની.
આડી આડી દ્રષ્ટે રે જુએ વાલો અમો ભણી રે,
જુએ મ્હારા નખ શિખના શણગાર;
મેણુંને દે છે રે સાસુડી સાસરે રે,
વહુ તારે ગિરધરસું ઘર વેવાર. મોહની.

રાધા ને માધવ રે બેઉ વળગ્યાં બેલડી રે,
અંગો અંગ નયણામાં લપટાય;
સોલ વરસની રે શોભે સુંદરી રે,
અંગે સજી શણગાર હરખાય. મોહની.
ધંન ધંન લીલા રે લક્ષ્મીવર તણીરે,
ધંન ધંન ઉત્તમ રંગ વિલાસ;
ધંન ધંન ગોપી રે ગોકુળ ગામની રે,
ધંન ધંન ગાય નરસૈંયો દાસ. મોહની.

## પદ ૧૬ મું–રાગ સામેરી.

આંખડલીનો ચાળો રે, શામળીઓ લેઈ ગયો રે,
હવે કેમ જીવું રે મોરી રે માય;
મોરપીછે રે મુગટ સોહામણો રે,
કુંડલ મીનાકારી કાને રે સોહાય. આંખડલીનો.
આજ ને ઉભી રે મ્હારે આંગણે રે,
આણી વાટે જાતા હુતા રે ક્હાન;
મીઠાનો મેળાવો રે હમને ત્યાં હવો રે,
વાલે મ્હારે કીધી નેણની સાન. આંખડલીનો.
વેણ વગાડીરે વનમાં તેડીયાં રે,
હવે મેં મેલ્યાં રે ઘરનાં કામ;
વ્હાલો મ્હારો રમ્યા રે આંખમીંચામણી રે,
હરિ હાવે હુવા રે અંતરધ્યાન. આંખડલીનો.
અમે વન સાહેલી રે જોવા નીસરી રે,
જોયું જોયું વૃંદાવન મોઝાર;
નરસૈંયાના સ્વામી રે પ્રીતે ત્યાં મળ્યા રે,
ધંન ધંન આહીરનો રે અવતાર. આંખડલીનો.

## પદ ૧૭ મું–રાગ સામેરી.

કુંજનો કલોલી રે કાનુડો કાંહાં ગયો રે,
તેની સંગે રમતાં રજની જાય;
શેરડીએ ને જાતાં રે વીણા વજાડતા રે,
ઉભી ઉભી ચંચળ જોઉં મુકી તેની લજાય. કુંજનો.
આવું નોતું જાણ્યું રે, નમેરા નાથજી રે,
મેં જાણ્યું જે વે'રો નહિ કરે લગાર;
જમતાં ને જીવણુ રે બાઈ મુને સાંભરે રે,

હાવે મને અન્ન ના ભાવે લગાર. કુંજનો.
અતિ દવ વ્યાપ્યો રે એની મારા અંગમાં રે,
સેજડીએ સુતાં નવ લેવાય શ્વાસ;
નરસૈંયાનો સ્વામી રે બાઈ હમને ત્યાં મળ્યોરે,
વ્હાલે મારે ફરી રમાડ્યાં રાસ. કુંજનો.

## પદ ૧૮ મું.

શરદની રાતે રે વ્હાલે વાહી વાંસલી રે,
વ્હાલે મ્હારે માર્યાં મોહનાં રે બાણ;
શ્રવણે સુણી રે અમે સઉ નિસર્યાં રે,
વ્હાલે મ્હારે હર્યાં અમારા પ્રાણ. શરદની.
લોકડીયાંની લજ્યા રે અમે સર્વે પરહરી રે,
દરશન કરવા દિન દયાળ;
જમનાને તીરે રે અમે સઉ ઉભાં રહ્યાં રે,
વ્હાલે મ્હારે સામી ચઢાવી આળ. શરદની.
અરધ નીશાએ રે તમે કેમ નિસર્યાં રે,
તમે તોડી પરણ્યા કેરી પ્રીત;
તમે ગુણવંતાં રે એવું કેમ કરો રે,
એ તો નોય તમારા કુળની રીત. શરદની.
એવાં એવાં વચન રે વનમાળી ઓચર્યાં રે,
વેણુ સુણી અબળા થઈ રે નિરાશ;
અમો અબળાને રે નવ તરછોડીએ રે,
વ્હાલા રે આવ્યા તમારી રે પાસ. શરદની.
દીન વચન રે શ્રવણે સાંભળી રે,
હસીને કર ગ્રહ્યો શ્રી રણછોડ;
નરસૈંયાના સ્વામી રે ભાવે ભેટીયા રે,
વ્હાલે મ્હારે પૂર્યાં મનનાં કોડ. શરદની.

## પદ ૧૯ મું.

રાતલડી રમીને રે વાણાં તો વાહી ગયાં રે,
શા શા કહું રાતલડીના રે રંગ;
મંદિરીએ હમારે રે જાવા મન થાય નહિ રે,
કેમ મેલું શામળીઆનો રે સંગ. રાતલડી.
રાધા ને નારી રે મોહન મહામણી રે,
સુંદર જોયું કુંજ ભોવન:

સજની ને રજની રે રંગભેર ઝીલતાં રે,
સુખનો શો લ્હાવો કહીએ * * * રાતલડી.
મંદિરીએ મ્હારે રે મહી વલોવતાં રે,
માથે મ્હારે હરજી કેરો રે હાથ;
નરસૈંયાના સ્વામી રે સંગે રંગ ઝીલતાં રે,
ગોપીઓ સરવે થઈ છે સનાથ. રાતલડી.

## પદ ૨૦ મું–રાગ મારુ.

કેણી પેરે ભરીયે આછાં નીર રે, જમનાને આરે, વ્હાલા;
ધૂતારા છે ગોકુળીયાના લોક રે, શામળીયા, વ્હાલા.
સોના રૂપાનો મારો ઘડ્યો રે ઘડુલો, વ્હાલા;
ઊઢણીએ છે રતન જડાવ રે, શામળીયા, વ્હાલા.
તાણ મા તાણ મા હાર મારો તૂટે, વ્હાલા;
મોતીડાં વેરાશે ગિરધર લાલ રે, જમનાને આરે વ્હાલા.
માથે મટુકી ગોપી વનડામાં રોકી, વ્હાલા;
જાય છે મારી સહીયરોનો સાથ રે, શામળીયા વ્હાલા.
નરસૈંયાનો સ્વામી મને મળીયો, વ્હાલા;
ઊતાર્યાં છે ભવ પાર રે, શામળીયા વ્હાલા.

## પદ ૨૧ મું–રાગ મલાર.

ઘેલી રે ગોવાળણી, કરગર ના ગોરસ સારુ;
આજ તારું ગોરસ ચાખવું મારે, મન ઇચ્છે મારું રે. ઘેલી રે.
આજ ગોવાલણ કહુંછું તુજને, તારી ધેને દોહવા નવ દીધું;
કુશળ રે' રોજ ધેનજ તારી, કાલે કારજ ન સીધ્યું રે. ઘેલી રે.
આપ ગોવાલણ આ જ ધેન જ જાણજે, કઠણ મન કમ કીધું;
વાગી ઠેસ વાટડીએ જાતાં, ગોરસ સઘળું ઢોળી પીધું રે. ઘેલી રે.
સુરનરને સ્વપ્ને ના આવે, મુનિ જન દેહ દમે;
નરસૈંયાના સ્વામી શું કરીએ તમને, પીતાં ગમે અમનેરે. ઘેલી રે.

## પદ ૨૨ મું–રાગ કાલેરો.

ચાલો સહીયો જોવાને રે જઈયે, વિનતિ તો જઈ વાલાને કહીયે;
સુખ દુઃખ તો હૈડામાં રે સહીયે, કોને જોઇને તે રે રહીયે. ચાલો.
આજનાં સુંદર રે સુખડાં, વાલાજીનાં જોવા સરખાં મુખડાં;
દુઃખનાં દાધ્યા રે હરીએ, ભોજન લેઈ વાલાને ધરીએ. ચાલો.
સાંભળ મોરાર સજની, આવી રુડી રમવા સરખી રજની;
મળ્યો નરસૈંયાનો સ્વામી, ગોપી સહુ આનંદ રે પામી. ચાલો.

## પદ ૨૩ મું.

ભલે રે સર્જ્યાં અમો લોક ભરવાડાં, નિત્ય વલોણાં વલોવતાં રે લોલ. ભલે.
લખ ધેન ગૌ બાવા નંદ ઘેર દુઝે, મેરુ રવૈયો ઘાલી રે લોલ. ભલે.
એકી પા ઘુમે રાધીકા રે ગોરાં, એકી પા કાનજી કાળા રે લોલ. ભલે.
હળવા હળવા ઘુમજે રે કાનજી, ગોળી નંદાશે મ્હારી રે લોલ. ભલે.
ગોળી નંદાશે ને ચોળી છંટાશે, તુટશે મોહન માળા રે લોલ. ભલે.
કાળી નાગનાં નેતરાં રે કીધાં, મેરું કીધો રવૈયો રે લોલ. ભલે.
સાત સાહેરની ગોપી રે કીધી, ને ચંદો સૂરજ બે સાખી રે લોલ. ભલે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, સાત સાહેર વલોવતાં રે લોલ. ભલે.

## પદ ૨૪ મું*–રાગ પ્રભાત પંચમ

રાસ રમીને રે કહો કયાંથી આવીયા રે, બળવંતા બારણીયું ના ઠેલ;
રીસને ચઢાવી રે, મુજ પર શામળા રે, જાઓ જ્યાં કરી હોય રંગની રેલ. રજની રમી. ટેક.
રાતાં રાતાં નયણાં રે, અતિ નિદ્રા ભર્યાં રે, રાતી અધર કુંકુમની રેખ;
કસુંબના હાર રે, અતિ કરમાઈ ગયારે, અધુરો ધુતારા તારો વેશ. રજની રમી.
મસ્તકના માર રે, દીસે મોકળા રે, શીતળ થયું છે સઘળું અંગ;
કોણ મલ્યું'તું રાતે રે, તમને ભોળવ્યા રે, રસ સઉ લીધો સઘળો રંગ. રજની રમી.
પહેર્યાં ને પીતાંબર રે, કાંહાં બ્હાલા પાલટયાં રે, પારકી પટોલી પાછી આલ;
હરિ મંદિર પધાર્યા રે, પેલી સોકયના રે, અમ ઘેર આવજો હરિ કાલ. રજની રમી.
કસુંબાને ચીરે રે, સેજ સૂતી રહી રે, અબોલા લીધા રે શા માટ;
ચાંદલીઓ ને ઉગ્યો રે, હરણીયો તો આથમીઓ રે, ત્યાં સુધી જોઈ તમારી વાટ. રજની રમી.
પ્રેમને આલાપે રે, પંખી સઉ સોર કરે રે, પ્રકટ થઈને રહ્યો પ્રભાત;
નરસિંહના સ્વામી રે મંદિર પધારીયા રે, સ્નેહ ઘણો ને થોડી રાત. રાસ રમી.

## પદ ૨૫ મું–રાગ કેદારો.

લોક લડાવે છોકરડાં ને, મારે તો છેલ છબીલો રે;
નંદકુંવર હરિ નાંખડીયોવર, ઘડી એક ન મેલું વીલો રે. લોક.

---

* આ પદને મળતું જ એક પદ, ભાગ બીજાના પૃષ્ઠ ૩૨માં આવેલું છે. તે પદ કરતાં આ પદ વધારે શુદ્ધ છે. કેટલીક લીટીઓ મળતી છે, છતાં પદ એક જ એમ હું માનું છું. આજ પ્રમાણે નવા મળતા પદોમાં થોડો થોડો ફેરફાર જોવામાં આવેછે. કા. દો. ભાગ પહેલાના પૃષ્ઠ ૮માં જે પદ છે તેને જ મળતું પદ ગ્રંથ ૬ ઠ્ઠાના પૃષ્ઠ ૬૮ માં આવેલું પંથીડાનું પદ છે. પાછલું શુદ્ધ છે, અને આગલું અશુદ્ધ છે. તેમજ આ ભાગમાં છપાતાં કેટલાક પદો પાછલના બીજા કવિઓની છાપના પણ મલી આવે છે. નરસિંહ મેહેતાના કાળનાંજ શુદ્ધ પદો મેળવતાં કેટલી મુસ્કેલી પડે છે એ આ ઉપરથી સ્પષ્ટ થાયછે. લેખકો અને ક્ષુદ્ર કવિઓએ પોતાનું ડહાપણ ડહોલી ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતાના નામને પાછળ રાખી, પોતાના નામની પ્રસિદ્ધિ માટે કડીઓમાં, શબ્દોમાં, રાગના નામમાં ઘણી ગડબડ કરી મુકી છે. તેના નમુના રૂપ આ પદ છે.

બારે માસ મારે બારણે તોરણ, કુંકમ કેસર ઘોળું રે;
રંગભેર રાધા ને માધવ, હર્ખે ભરી હિંડોળું રે. લોક.
છપન ભોગ છબીલાજી તમને, વસ્ત્ર આભુષણ પહેરાવું રે;
સેજ તળાઈ ને પુષ્પ પીછોડો, પ્રેમ કરીને પોઢાડું રે. લોક.
માનુની મળીને મંગળ ગાઇએ, જાણે મંડપમાં માલું રે;
માથેથી માંડ હેઠો નવ મેલું, મલપતી વળી ચાલું રે. લોક.
સંત સખા સાંબેલા હરિના, પૂજીને પધરાવું રે;
નરસૈંયાનો સ્વામી અતિ રે લાડકડો, નટવર ઘોડે ચઢાવું રે. લોક.

## પદ ૨૬ મું–રાગ પ્રભાત.

મ્હારે જાવું રે મહીડાં વેચવા, માવો માગે છે દાણ;
દાણી ઉભો મ્હારે મારગે રે, દે છે નંદાજીની આણ. મ્હારે જાવું.
હાં રે મ્હારે માથે મહીડાં તપે, હાં રે તડકે તપે રે લલાટ;
પાવમાં ખૂંચે ઝીણી કાંકરી રે, જાવું મથુરાની વાટ. મ્હારે જાવું.
હાં રે પ્રભુજી પધાર્યા બારણે, બેઠા આસન વાળી;
નયણે નિરખતાં નાથને રે, બેઠા બાજટ ઢાળી. મ્હારે જાવું.
હાં રે ધંન ગોકુળ ધંન વ્રજ નારને, ધન આજનો દીન;
નરસિંહનો સ્વામી શામળો, ગોપી આનંદ પામી મન. મ્હારે જાવું.

## પદ ૨૭ મું.

જોની બેની ગોવાળામાં ગોવિંદજી રે કરમદડો જમતા રે;
જગન કરે તેને સ્વપ્ને ના આવે, વ્હાલો આહીરડામાં રે રમતા રે. જોની.
આપ આપણાં હરિ પાળા લેઇને, જાદવરાય આગળ દાખે રે;
નાના વિધનાં શાક પાક રે, તે લેઇને જાદવરાય ચાખે રે. જોની.
બ્રહ્માએ મનમાં એવું વિચાર્યું, આપણ મીન તણું રૂપ લેઇશું રે;
જળ જમનાના ચારુ* દેશે, ત્યારે મહા પ્રસાદ પામીશું રે. જોની.
અંતરજામીએ તતખણ જાણ્યું, બ્રહ્મા મીન તણું રૂપ લાવ્યા રે;
નરસૈંયાનો સ્વામી ચતુર શિરોમણિ, તે કામળીએ કર લોવડાવ્યા રે. જોની.

## પદ ૨૮ મું.

રંગ લાગ્યો મુને તારો, રંગીલા રંગ લાગ્યો મુને તારો. ટેક.
જન્મો જન્મ શામળીયા વા'લા, સંગ ના છોડું તારો. રંગીલા.
રજની થોડી ને રંગ ઘણેરો, જોબન ફ્હેરે જાયે. રંગીલા,
પારકું ચિત્ત ચોર્યાંની રે વિદ્યા, કાંહાં શિખ્યો એ ચાલો. રંગીલા.

* ન્હવું દાર દેવા.

તેં મારાં મનડાં વશ કીધાં, કર્યા નેણનો ચારો. રંગીલા.
આવો તો મન મેલીને મલીએ, પ્રીતતણાં ફૂલ ઠારો. રંગીલા.
ચૂવા ચંદન ઓર અર્ગજી, કસ્તૂરી રંગ રોરો. રંગીલા.
ભલે મળ્યો નરસિંહનો સ્વામી, નિત્ય નિત્ય જાગે કયમ જોરો. રંગીલા.

**પદ ૨૯ મું.**

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરિને રે;
નાથ શેરે હમારો વાંક, કે ન આવ્યા ફરીને રે.
સ્વસ્ત શ્રી મથુરાં માંહ, મોહનજી મ્હાલે રે;
નાથ કુબ્જાને કરી પ્યાર, રાધે કરી ચાલે રે.
તમારાં ચરણ કમળની આણ, નથી હમે લોપી રે;
છો સકળગુણનિધાન, ગાય છે ગોપી રે.
ચૌદ વિદ્યા ગુણ છો જાણ, લક્ષણ બત્રીસ રે;
છો બોત્તર કળા પ્રવિણ, કે રાગ છત્રીશ રે.
ગંગાજીનાં નિર્મળ નીર, નિર્મળ જેવા રે;
પૂર્ણ પુણ્ય પવિત્ર, કે ભવ સુખ દેવા રે.
છો તરસ્યાના સરોવર, કે વિવેકી સાગર રે;
વ્હાલા અધિક કળા પ્રવિણ, કે નટવર નાગર રે.
વાસુદેવ દેવકીના તંન, કે નંદ દુલારા રે;
છો જાદવકુળની જ્યોત, કે જીવણ મારા રે.
છો આશાના વિશ્રામ, મુને છો વા'લા રે;
બીજું અપરંગ અહિ ખેમ કુશળ, તમ પ્રતાપે સારા રે.

* * * *

તમે મેલ્યું ગોકુળ ગામ, નાથજી આવો રે;
નાથ કાલિંદ્રીને તીર, કરે મન ભાવો રે.
નાથ તે દા'ડાનો સ્નેહ, લગાડી હમને રે;
હવે વળતી દો છો છેહ, ઘટે નહિ તમને રે.
લખીતંગ ચરણું રજ દાસ, રાધીકા નારી રે;
વા'લા એટલી આશીષ, વાંચજો મારી રે.
ફરી ફરી લખજો પત્ર, કે કુબ્જા કે'તો રે;
હાવે ચરણે લાગે તારો દાસ, કે નરસિંહ મહેતો રે.

**પદ ૩૦ મું—રાગ કેદારો.**

સખી જોબન રે તારું પરમ સોહાગી, અલી તેં વા'લો વશ કીધો રે;
સેજલડીએ હુતો પીઉડો, આનંદે ઊર લીધો રે. જોબન.

સુરત સંગ્રામ શામળીયા સાથે, રમતાં ન્યૂન ન રાખીરે;
હાં રે ભીતરમાં એક થઈને, અધર સુધારસ ચાખી રે. જોબન.
તેની વા'લો કેડ ન મૂકે, જાહાં જોઉં તાંહાં સાથેરે;
ભણે નરસૈંયો ભો કર્મે નહિ, જેનો કર સાહ્યો મારા નાથે રે. જોબન.

*** પદ ૩૧ મું-રાગ કાલેરો.**

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવો રે;
હું તો તલખું તમારે કાજ, હસી બોલાવો રે. મારે ટેક.
વીલમ ન કરશો વિઠ્ઠલા રે, અમ ઘેર આવો આજ;
પેર પેરનાં પકવાન પકાવું, હું તો ત્રિકમ તારે કાજ. મારે.
મન હતું તો મા'વજી રે, મુખડે કહે શું થાય;
આવી શકાય તો આવજો રે, મારું જોબન લેરે જાય. મારે.
આ જોની આંગણીએ ઉભા, રંગીલો રણછોડ;
નરસૈંયાનો સ્વામી અંતરજામી, વાલે પૂર્યા મનનાં કોડ, મારે.

**પદ ૩૨ મું-રાગ કાલેરો.**

જાણી જાણી તમારી જાત, જાવજી જાણી રે; જાવજી ટેક
એવી ન હોય મોટાની રીત, કોને ઘેર માણી રે.
રાસ રમી ઘેર આવીયારે, રવિ ઉગમતે સુર;
સુખડાં આપ્યાં પેલી નારને રે, વાલે હમને તે મેલ્યાં દુર. જાવજી.
શેરીએ સામા મલ્યા રે, નીચાં ઢાળ્યાં નેણ;
બોલાવ્યા બોલે નહીં રે, પ્રભુ વિપ્રીત તમારાં વેણ. જાવજી.
વિસાર્યા વિસરે નહીં રે, પળ એક અળગા ના થાય;
નરસૈંના સ્વામી અંતરજામી, વાલો ભીડ પડે ત્યાં ધાય. જાવજી.

**પદ ૩૩ મું.**

મીઠડા બોલા નાથ, આવોની મારા મીઠડા બોલા નાથ;
ટોડલે ટોડલે તોરણ બંધાવું, મંગળ ગવડાવું સારી રાત. આવોની ટેક.
વૃંદાવનમાં રાસ રચ્યો છે, રજની કીધી ખટ માસ રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, પ્રકટ થયો પરભાત. આવોની.

*** પદ ૩૪ મું-રાગ મારુ.**

વિઠ્ઠલ રહ્યો રે વસી, મારે મન વિઠ્ઠલ રહ્યો રે વસી.
ગોવિંદ સાથે હેરે ગોઠડી રે, મને લાગ્યો સાકરશી. મારે ટેક.
ઓસડીયાં અળગાં કરો રે, મને શાને રે પાઓ ઘસી;
કાનુડો કાળાગેર નાગ છે રે, મારા રુદીયે રે રહ્યો ડસી. મારે.
આજ મળીયા મને એકલા રે, મારા રુદીયા માંહે હસી;
નરસૈયાચા સ્વામી મળવા રે, ખાંત ના રહી રે કશી. મારે.

### પદ ૩૫ મું–રાગ સામેરી.

કુંજનો વિહારી રે, અમ ઘેર આવીયારે,
સખી હું તે શા શા ધરું શણગાર;
ચોક પૂરાવું રે સખી હું તો મોતીએરે,
વાલ્હાજીના કંઠે એકાવળ હાર. કુંજનો.
શામળીયાને આવે રે મારે મન અતિ ભલું રે,
રસ ભરીયારે સુંદર છેલ;
ભાવ ધરીને રે, હરીને ભેટ શું રે,
હરી રહ્યાળો રંગની રેલ. કુંજનો.
રાત અજુવાળીરે પુનેમ ચાંદલો રે,
ચાંદલીયા હું માગું છુંરે નંદાનંદ;
નરસૈંયાનો સ્વામીરે, બાઈ મુને ભેટીયોરે,
ગોપી મન પામી આનંદ. કુંજનો..

### પદ ૩૬ મું–રાગ રામગ્રી.

વૃંદાવન સહુ રે રમતાં, પેલી નણદીના મન ગમતાં,
હાં રે મારી બાઇજીના સમ તાહાં;
ખીર ખાંડ ઘૃત મધ ભેલીને, જેવું લાગે જમતાં. વૃંદા.
સુકિત પે અવતાર ભલા રે, હૈડા હોયે વસતાં;
આલિંગન ચુંબન અલોવિકન, વહાલાસુ સુરતતાં. વૃંદા.
મોટા મુનીવરને સ્વપ્ને ન આવે, દેહ ઘણું દમતાં;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, હાવે રામ્યાં ભમતાં. વૃંદા.

### પદ ૩૭ મું.

આજ મારે દીવાળી દીવાળી, મારે ઘેર આવીલા વનમાળી;
ઘણારે દીવસના તાપ નિવાર્યા, તો પ્રેમે બોલાવી રે. આજ.
ઝલહળમલહળ કર્યો રે દીવડો, મોતીડે ચોક પુરાવો;
માનનીઓ મળી મંગળ ગાઓ, તો ઢોલ દદામા વાહો રે. આજ.
મુસ્તક પાઘ પીતાંબર સોહે, ચાંપા ચોસર લેહેકે;
ભર્યાંરે તંબોળ ગલસ્થળ ઝમકે, તો ચુવા ચંદન બહેકે રે. આજ.
સનાથ કીધા રે સ્વામી માહારા, તારા ગુણ શા કહીએ;
નરસૈંયાચાસ્વામી એટલું માગું, મારે મંદીર થકા નવ જઇએ રે. આજ.

### પદ ૩૮ મું.

જ્વાલવરે દીવડા રે સોહાસણ, જ્વાલવરે દીવડા;
આપુલા મંદીરમાં હો, સખી જ્વાલવરે દીવડા. સોહા.ટેક.

ઘણે દહાડે રે પીયુ પ્રોહોણલા રે આવ્યા, આદર ગોરવા દીજે;
તેલ દીવેટ કોડીએ પુરીને, અખંડ દીવડો કીજે. સોહા. ૨
અંતરગત ઓલવડે રાખવાની, લહેર રખે લાગે;
તહાંલગી અબળા કર અજવાળુ, જ્યાં લગી પીયુડો જાગે. સોહા. ૩
નિરમળ જ્યોત કરો રે દીવડા, જાહારે એણી તહાં રાત;
નરસૈંયાચા સ્વામી અનુભવીને, રુદીયા ભીતર દાખ. સોહા. ૪

## પદ ૩૯ મું.

ધન ધન દીવાળી માહારે આજ, મુખ વાહાલાનું નીહાળું રે;
મન ગમતો હું મચકો કરીને, મોહન સંગે મહાલું રે. ધન.
મોતીડે ચોક પુરાવું મંદીર, સોવર્ણ પાટ બેસાડું રે;
વાહાલા ઉપર સરવસ્વ વારી, મંગળ ગાન કરાવું રે. ધન.
જ્યમ જ્યમ રીઝે મારો વાહાલો, તે તે ભાવ ભજાવું રે;
નરસૈંયાચા સ્વામીને સંગમ, રમતાં રુડી ભાવું રે. ધન.

## પદ ૪૦ મું.

દીવાળી રે સખી દીવાળી, મેં તો નંદકુંવર વર વરીઓ રે;
આનંદરૂપને અળગો ન મેલું, રુદીયા ઉપર ધરીઓ રે. દીવા.
સહીયર સઘળી દેખતામાં, હું મલપંતી મહાલું રે;
સુંદર મુખ શામળીયા કેરું, નેન ભરીને નિહાળું રે. દીવા.
લોક કુટુંબની લજ્જા મેલી, નણદી રહી લવલવતી રે;
ભણે નરસૈંયો ભરજોબનમાં, સંગમ સુખ અનુભવતી રે. દીવા.

## પદ ૪૧ મું.

દીવાળી રે સખી દીવાળી, વાલે હસીને દીધી તાળી રે;
સોવર્ણપાટ બેસારી વાલાને, મુખ નિરખું વાળી વાળી રે. દીવા.
આગળ અગર ઉવેખી મેલ્યું, વળી પેરપેરના પકવાન રે;
પુરશોત્તમ પ્રેમે આરોગે, સુંદરરૂપ નિધાન રે. દીવા.
સુવા ચંદન ચરચું અંગે, ધરાવું કુસુમના હાર રે;
નરસૈંયાચા સ્વામી ઉરપર રાખી, રજની કરું વિહાર રે. દીવા.

## પદ ૪૨ મું.

કુંકુમ પગલાં પ્રાણજીવનનાં, નિરખી મંગળ ગાઉં રે;
મંદીરમાં માહાલંતો મોહન, ફુલી અંગ ન માતું રે. કુંકુમ.
ધન ધન દહાડો આજ સખી રે, પ્રાણજીવન મુખ દીઠો રે;
રાત દીવસ વાહાલા સંગ વિલસું તાપ ને તનના ખોઈ રે. કુંકુમ.

જે જે ભોગ વાહાલાને ભાવે, તતપર કરી જમાડું રે;
નરસૈયાચા સ્વામીની સેજે, નવે નવે રંગ રમાડું રે. કુંકુમ.

### પદ ૪૩ મું.

બાલક બાહુવા રે, પરવત મૂક પાછો ધરણી;
કોમળ કર દુખાશે તારો, શી કીધી કરણી. બાળક.
ટચી આંગળી ત્રસક નાંખશે, બાંહે નથી બળવંત;
વ્રિજવાસીને કાજે વહાલા, આ શી આવડી ખંત. બાળક.
સહુ રહેશે ત્યમ આપણ રહેશું, કોને કાજે કીજે;
કોડી માત્ર દધીને કાજે, ગાલ દએ નીત ખીજે. બાળક.
કહે કૃષ્ણજી સુણો રે માતા, પર ઉપગારાં પુન્ય;
નરસૈયાચા સ્વામી ગિરિવર ધરીઓ, વિસ્મયથયામુનિજન. બાળક.

### પદ ૪૪ મું–રાગ રામગ્રી.

જશોદા પરણાવો રે કાહાન, હાંરે બાઈ તમો છો ચતુર સુજાણ;
કન્યા છે વ્રીખભાન નંદની, તો રુડી રૂપ નિધાનરે. જશો.
શુભ નક્ષત્રે લગન જ લ્યોની, ગુણે ગુણ મળશે;
સદા નીરંતર રંગભેર રમશે, તો એક એકને હલશે રે. જશો.
રચો મંડપ મંગળ ગાઓ, વાઓ ઢોલ નિશાન;
ગુણ ગાય ગાંધ્રવ બંદીજન બોલે, જય જય શ્રી ભગવાનરે. જશો.
સુરીનર મુનિજન નારદ સહુકો, વહેલા પધારો જાન;
વર વિઠ્ઠલ પરણવા ચાલ્યા, તાં નરસૈંયો ખવરાવે પાન રે. જશો.

### પદ ૪૫ મું–રાગ ધનાશ્રી.

સુણ સાહેલડી રે, રજની રંગે વહોણી;
શામળીયાસુ રંગભેર રમતાં, જાતી નવ જાણી. સુણ. ૧
પ્રેમ ધરીને મારે પીઉડે બોલાવી, ઉતાવળી હું આવી;
સંગે રમતાં કીધાં મન ગમતાં, નાહોલીઆ મન ભાવી. સુણ. ૨
સ્નેહ ધરીને શ્રી હરી હેજે, સેજે પામી સુખ;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, ભાગ્યાં ભવનાં દુઃખ. સુણ. ૩

### પદ ૪૬ મું–રાગ મારુ.

આવ્યા અમો આશ ભર્યાં, વાલાજી અમો આવ્યાં રે આશ ભર્યાં;
ત્રેવાણું મન નહિ વળે પાછું, તારી મોરલીએ પ્રાણ હર્યાં. વા. ૧
સુતને મેલી અમો પતિને મેલી, મેલી કુળની મરજાદ;
માત તાત વીસાર્યાં વલ્લભ, શ્યામ તમારે કાજ. વા. ૨

એવાં એવાં વચન સુણીને, હરિ હસીયા આપણ રમશું રાસ;
મોટા કુળની તમો માનુની, પૂરૂં તમારી આશ. વા. ૩
સુંદર રાત શરદ પુનમની, સુંદર આસો માસ;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, રજની થઈ ખટ માસ. વા. ૪

## પદ ૪૭ મું.

ગોકુલીઉં તે ગામરે અતિ રળીઆમણું રે, જ્યાં મારા વાલાજીનો વાસ;
વ્રજ નારીઓ સહુ ટોલે મળી રે, રંગભેર રમવા આવ્યાં રાસ. ગો૦. ૧
* * * * * * હાંરે કાંને દીઠા નંદકુમાર;
થેઈ થેઈ નૃત્ય કરતો કાનુડો રે, વાલે મારે કંઠ આરોપ્યો હાર. ગો૦. ૨
સુંદર જમુનાજીને કાંઠેરે, ઉગ્યો શરદ પુનમનો ચંદ;
રાસને મંદિર પ્રભુએ ત્યાં રચ્યોરે, ગોપિકા પરમ પામી આનંદ. ગો૦. ૩
એક એક ગોપીરે વચ્ચે મારો વાલમો રે, હમચી ખુંદે ને વળી ગાય;
વાંકેને અંબોડેરે મન વીંધીયાં રે, વાંકા વાજંત્ર તે વાય. ગો૦. ૪
વાંકાં વાંકાં વેણુરે અતી રસાળુવાં રે, વાંકાં વાંકાં ગાય મધુરાં રે ગાન;
નરસિંહાચો સ્વામી રે, જાઉં બલીહારીરે, જેણે મને દીધું સુખ નિધાન. ગો૦. ૫

## પદ ૪૮ મું.

તટ જુમનાનુંરે એ તો રળીઆમણું રે, જેણે તટે ખેલે ગોપી ગોવાલ;
જીવન હમારોરે વચ્ચે માહાલે વાલમો રે, વાલો મારે વાયે વેણુ રસાળ. તટ. ૧
તમે તરુવર રે અમે દ્રુમ વેલડી રે, વાલો મારો વ્રેહણીઆચી મેલ;
ગુણવંત સાથે રે મારે ગોઠડી રે, જીરે રઢીઆલો રંગની રેલ. તટ. ૨
સુખડાંને જોઈ જોઈરે વૃજ જન માલતાંરે, હાંજી હમે હીંડતાં જોડાજોડ;
વાલાજીને ઝલકેરે કુંકુમ કાંબલી રે, ઉપર ભ્રમર કરેરે ગુંજાર. તટ. ૩
વાલાજીને સોહીએ કુંકુમ મોગરેરે, હરી મારો હૈડા કેરો હાર;
ચોદશ ચમકેરે વનિતા વીજળી રે, વાહાલો મારો ગાજે રે નંદકુમાર. તટ. ૪
મહાજલદશોરે સ્યામા સ્યામ વદેરે, મને ગમે શામળીઆનો શોર;
નરસિંહાચા સ્વામી પ્રતે અમો લેણલા રે, વાહાલો મારો પુર જુગલકિશોર. તટ. ૫

## પદ ૪૯ મું.

માલણ લાવે મોગરોરે, કાચી કલીનો હાર,
આવતાં ભીંજે ચુંદડી, રણ મેઘ ન પડે ધાર;
તંબોલણ લાવે કમલીઆં પાન,
મારે ઘેર આવ્યા શ્રી ભગવાન. ટેક.
રૂપલા કેરી ઉંડાણુલી, સોના કેરી થાળ,
પીરસે પદ્મિની પાતળી, તમે આરોગો નંદલાલ;

ચંદ્ર વિના શી ચાંદની, દીવડા વિના શી રાત,
હરજી વિના શી ગોઠડી, મારે જવું શામળીઆ સાથ. તં૦
પાંચ સાત ગોપીઓ ટોલે મળી, ઉભી ચાંપલીઆ હેઠ,
છેલ કાનુડો આવશે, પેલી પાતલડીને ઘેર; તં૦
આંબુડો વાવો મલ ગુગડો, જાંબુડો લહેરેરે જાય,
ભલે મળ્યો મહેતા નરસિંહનો સ્વામી, મારી હૃદયા ટાઢી થાય. તં૦

## પદ ૫૦ મું–આરતી ચાલ છંદની.

રાધા માધવને કરું આરતી, શોભા કહી નવ જાયરે;
પ્રભુજીને આરતી વારતાં, ભવનાં પાતક જાયરે. રાધા૦ ૧
મોર મુકુટ મસ્તક ધર્યો, કંઠે સોહે વનમાલારે;
શ્રવણે કુંડળાં ઝળકતાં, સંગે સોહે વૃજ બાલારે. રાધા૦ ૨
હરિ નૃત્ય કરે વૃંદાવનમાં, સંગે લેઈને રાધારે;
ઠુમ ઠુમ છંદે બોલતી, મધુરી મૃદંગ વાજા રે. રાધા૦ ૩
તા થેઈ તા થેઈ થૈ રહી, થાય શબ્દનો પ્રકાશ રે;
નેત્રે ભ્રુકુટી છંદે નાચતાં, જોઈ કૌતુક મન ઉલ્લાસ રે. રાધા૦ ૪
રૂમઝુમ ચરણે શોભતાં, રુડાં નેપુર વાજે રે;
રાધા માધવ ઠમકે રમે, ભલી જોડી વિરાજે રે. રાધા૦ ૫
ધમધમ કરતી ઘુઘરી વાજે, પ્ર ..................
કર કંકણ કામિની તણા, થાય ઝણઝણઝણાટ રે. રાધા૦ ૬
શ્રી ગીરિધર નમી ગાય ગોપિકા, ઉંચે સ્વર સાદે રે;
મોહનવરને દેખી કરી, સુમુગત મન લાજે રે. રાધા૦ ૭
એવી શોભા રુડી વૃંદાવન તણી, હું તો જોવાને જાઉં રે;
સુંદર મુખ જોઈ કરી પ્રભુનો, દીવેડીઓ થાઉં રે. રાધા૦ ૮
એ આરતી ગાયને સાંભળે, તેનાં પાતક સહુ જાય રે;
કર જોડી નરસિંહ વીનવે, પાપી પાવન થાય રે. રાધા૦ ૯

## પદ ૫૧ મું.

છાનો માનો આવ્યો કહાન, પાછલી રે રાતે;
વેણુમાં જઈ રવ ગાયો, આવીને પ્રભાતે. છાનો૦ ૧
સમ ખાઈ સુતી હું, નહીં બોલું જાતે;
દ્વાર ઉઘાડી પાય લાગી, મોરલીને નાદે. છાનો૦ ૨
તમે તો પ્રાણાધાર, પેલી શોકલડીને આવે ખાર;
ઓળખ્યા હૈયાનો હાર, દીઠા તો પડો વાદે. છાનો૦ ૩

વાયદો કીધો તો આવીશું, ગાવડલી રે દોતાં;
નરસહીંયાચા સ્વામી પધાર્યાં, વલોણું વલોતાં. છાનો૦ ૪

### પદ પર મું.

ભલેને પધારો કાહાંન, વાટડી રે જોતાં. ટેક.
ઝાંઝરનો ઝણકારો, જાણે રીતનો સણકારો રે;
વાજેરે ભણકારો, બધી રેણ ગઈ રોતાં. ભલે૦
ઉગ્ર તપ કીધું મેં તો, આહીરડાંની જાતે;
નરસહીંયાચા સ્વામી, મોહ્યા અબલાની વાતે. ભલે૦

### પદ પ૩ મું.

સખી આજની ઘડી રલીઆમણી, મારો વ્હાલોજી આવ્યા ની વધામણી જીરે. સ૦
આ કુકુંમ કેસરની ગારે ધસૌઇએ, કેસરના સાથીઆ પડાઇઆ જીરે. સ૦
સખી આલા લીલા વાંસ વઢાવીએ, મારા વાલાજીના મંડપ રચાવીએ જીરે. સ૦
સખી ગંગા જમુનાનાં નીર મંગાવીએ, મારા વાલાજીના ચરણ પખાલીએ જીરે. સ૦
તરીયા તોરણ બારે બંધાવીએ, મોતીડે ચોક પુરાવીએ જીરે. સ૦
સહુ સખીઓ મલીને વધાવીએ, મારા વાલાજીને મંગલ ગવરાવીએ જીરે. સ૦
પુરો પુરો સોહાગણ સાથીયો, ઘેરે મલપતો આવે હરી હાથીયો જીરે. સ૦
અતી મીઠડા થકી થાય મીઠડો મેહતા નરસૈયાનો સ્વામી મેં તો દીઠડો જીરે. સ૦

### પદ પ૪ મું–રાગ પ્રભાત.

જેવો ને તેવો રે તમારે પાલવડે બાંધો;
અછતો હું તો તમારો વધારો લીધો. જે.
આણુતેડાયો આવું રે, હું તો તાણ્યો નવ તૂટું,
તમારા પ્રેમની સાંકલીએ, બાંધ્યો છોડયો ન છૂટું. જે.
રમાડયો રમું રે, તમારો જમાડયો જમું;
તમારે સમુરે સજની અમારે સમું. જે.
હુંકારે આવેરો તમારે હુંકારે રાસું;
નરસિયો જહાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચુ. જે.

### પદ પપ મું–રાગ કાલેરો

નંદ આંગણે નાર ગોખવાને, પંચ શબ્દનો કર્યો નાદ;
ધવલમંગળ આલાપે બાલીશા, ગોકુલમાં પડીયો સાદ. નં૦
ઘરઘરથી ગોરસડાં લઈ, ગોપી સરખા સરખી ટોલીઓ રે;
દધીકાદવ મચ્યાં નંદ આંગણે, શીરંગે ઢાલે ગેલીઓ રે. નં૦
શ્રાવણ માસ ને વદિ આઠમી, માંહે જોગ રોહિણીએ જાનો રે;
નરસિંહાયા સ્વામી પ્રગટ્યા, મથુરજની સુરનર જેજે કીધા રે. નં૦

### પદ ૫૬ મું–રાગ ગરબી

નહિ મેલું નંદના લાલ, છેડલો નહિ મેલું,
પાતલીઆ પ્રાણાધાર, છેડલો નહિ મેલું,
મીઠી લાગે રે તમારી ચાલ, છેડલો નહિ મેલું. ટેક.
રસીઆ હૃદય કમલમાં વસીઆ, હવે કેમ થાશો અલગારે;
છો બલીઆ અમ અબલા ઉપર, બલ કરી ક્યાં પલકો રે. છેડલો.
ત્રીકમ તમારી પાઘડીએ રે, કાંઈ લલકે મોતી સેર રે;
સાંકડી શેરીમાં સામા રે મળીઆ, બેડીલાની શી પેર રે. છેડલો.
એકવાર આવજો વૃંદાવનમાં, આપણે કરીશું ખેલ રે;
તારું મુજને લઘરુ લાગ્યું, નરસિંહો રંગ રેલ રે. છેડલો.

### પદ ૫૭ મું.

વારી જાઉંરે સુંદર શ્યામ, તારા લટકાને. ટેક.
લટકે રઘુવર રૂપ ધરીને, વચન પિતાનાં પાળ્યાં રે;
લટકે જઈ રણે રાવણ રોળ્યો, લટકે સીતા વાળ્યાં. તારા લટકાને.
લટકે ગિરિ ગોવર્ધન તોલ્યો, લટકે વાળ્યો વંશ રે;
લટકે જઈ દાવાનલ પીધો, લટકે માર્યો કંસ. તારા લટકાને.
લટકે ગૈઓ ગોકુળમાં ચારી, લટકે પલવટ વાલી રે;
લટકે જઈ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાલી રે. તારા લટકાને.
લટકે વામન રૂપ ધરીને, જાચ્યા બલીને દ્વાર રે;
ત્રણ ડગલાં પૃથ્વીને કાજે, બલિ ચાંપ્યો પાતાલ. તારા લટકાને.
એવાં એવાં લટકાં છે ઘણાં રે, લટકાંલાખ કરોડ રે;
નરસિંહાચા સ્વામી સંગે રમતાં, મહીડું મોડા મોડ. તારા લટકાને.

### પદ ૫૮ મું–રાગ કાલેરો

ચાલો રે ચાલો હરિ જોવા, આવતડાં ગોવાલની સાથ;
મોર પીંછ શિર મુકુટ બીરાજે, સુંદર મોરલી હરિને હાથ. આવો.
કામની થાલ ભરી સર્વ સુંદરી, ઘેર ઘેરથી ગાતી આવે;
સુંદરવર વિઠ્ઠલને વધાવી, મોતીની થાલ ભરી લાવે. આવો.
ગોપી નિસર્યાં નરહરિ જોવા, શ્યામા સોલ શણગાર ધરી;
ટોડલે ટોડલે ઉભા રહીને, નિરખ્યા નેણાં ભરી રે ભરી. આવો.
મંડળી મધ્યે મલપતો રે આવે, સામળીઓ સુંદર ગોપાલ;
નરસિંહાચા સ્વામી સંગે રમતાં, સેવક જન કેરો પ્રતિપાલ. આવો.

### પદ ૫૯ મું.

મને ના બોલાવે રે, વ્હાલો મને ના બોલાવે રે,
કઠણ હૈયાનો વ્હાલો, મને ના બોલાવે રે;

જોને રે જોશીકા તારી પોથીમાં શું આવે રે,
સારા જોશ જો જો વીરા, ખરું જોશ જો જો વીરા, મહીયર વલાવેરે. કઠણ.
બાઈ રે પાડોશણ તુંતો મારી બેની રે,
વીરલાને કહેજો મારે આણા, વહેલો આવે રે. કઠણ.
પરઘેરે માંણી વાલો, મ્હારે ઘેર ના આવે રે,
સર્વે સખીઓ રે મળી, વ્હાલાને મનાવે રે. કઠણ.
સહુરે સખીઓમાં સુઘડ, કાનો કહાવે રે,
નરસિંહાના સ્વામીને, નવો નેહ ભાવેરે. કઠણ

## પદ. ૬૦ મું–રાગ માળવ.

હાં રે શામળીઆજી સઉ દેખતાં, સામાં તે નયણાં નચાવીશ મા;
હાં રે એ પેલા દુષ્ટ દુર્જન દેખે, તે રે સાંભળતાં બોલાવીશ મા. શામળીઆજી.
હાં રે અદેખા લોક તે અદકા બોલે,હાં રે તેને તે વચમાંલાવીશ મા;
હાં રે સાને સંતલસ કરી સંભલાવે, તે સાથે કંઈ કાવીશ મા. શામળીઆજી.
હાં રે હું તુજપર રીસાઉ મારા વા'લા, તું મુજપર રીસાઈશ મા;
નરસૈંયાના સ્વામીને રાસ મંડપમાં,તે ચરણ કમળથી વિસારીશ મા. શામળીઆજી

## પદ ૬૧ મું–રાગ મારુ.

આજ સપરમો દહાડો, મારા વાલા રે,
હરિ આવ્યા મારે ઘેર, કાહન છોગાલા રે.
શેરી વળાવું સોહામણી, મારા વાલા રે,
ફુલડીયાં વેરાવું, કાહન છોગાલા રે.
સેજ પાથરણાં પાથરું, મારા વાલા રે,
તે ઉપર બેસો પ્રાણાધાર, કાહન છોગાલારે.
કુંકુમ કેસર છાંટણુ, મારા વાલા રે,
તોરણ બંધાવું હું વર, કાહન છોગાલા રે.
અગર કપુર કરું આરતી, મારા વાલા રે,
તન મન ધન નીવારું, કાહન છોગાલા રે.
પીતળ લોટા જલ ભર્યા, મારા વાલા રે,
દેતી દાતણ દઈશ, કાહન છોગાલા રે.
તાંબા કુંડીઓ જલે ભરું, મારા વાલા રે,
મોગરા મર્દન દઈશ, કાહન છોગાલા રે.
ખાનપાન પકવાન પડાવું, મારા વાલા રે,
બીડલે બાસઠ પાન, કાહન છોગાલા રે.

પુષ્પે પાથરણાં પાથરું, મારા વાલા રે,
હું તો વીંજણે ઢોલું વાય, કાહન છોગાલા રે.
નરસિંહાનો સ્વામી મળ્યો, મારા વાલા રે,
વાલે રમાડયાં રાસ, કાહન છોગાલા રે.

**પદ ૬૨ મું.**

મનોહર ગયો રે વનમાં વાહીને રે, હવે કેમ જીવું રે મોરી માય;
કાલજું નખે વિદારું કપટી કાનુંડો રે, તેણે સમે ઘરમાં ન રહેવાય. ૧
જીવણજીને જોતાંરે મરી અમે નવ ગયાંરે, રહ્યાં રહ્યાં ગત રંગ લેવા કાજ;
ભાલ બતાવે રે કોય ભુધર તણી રે, સખી હવે કહું છું મૂકી લાજ. ૨
વૃંદાવન શોધ્યું રે સ્યામા અમે સૌ મળી રે, જોયું જોયું જમુનાજીનું તીર;
કાનુડો છોગાલો રે કોઇએ દીઠો નહિ રે, આંખડીએ તો ભરી ભરી આવે નીર. ૩
મનનો મેલાપી રે કોઈ અમને મેળવે રે, તેને આપું હૈડા કેરો હાર;
નરસિંહાનો સ્વામી રે સુંદર શામળો રે, સઘળી સહીયરનો શણગાર. ૪

**પદ ૬૩ મું-રાગ કેદારો.**

બોલાવીશ મા હું નહિ બોલું, મારા વાલા વાલજી વારુ વારોવાર;
અમો છું કુલવહુઆં નારી, તમે છો નંદતણા કુમાર. બોલા૦
પર પુરુષોશું વાત કરંતાં, મારા વીરજી આવે અમને લાજ;
દુરીજન લોકડાં કાંઈ વિચારેલા, એહને એ સાથે શું કાજ. બોલા૦
કામ તણે જે સંગ વલુધા, તે નર મોહેના શૃઠા;
નરસિંહાચા સ્વામી તમ સરીખડા, ભૂતલ કો નવ દીઠા. બોલા૦

**પદ ૬૪ મું-રાગ વસંત.**

રસભરી રંગતણાં ઝાકિમ ઝોલા, હોરિ રમે રે રસાલી,
મૃગમદ ચંદન હરજીને છાંટે, ધાઈ ધાઈ ધાબલી આલી. ૨૦
જોડી હસ્તેવતે વડીરે, પીઉજીને બાંહે સાહ્યો,
યમુના તીરે સ્યામ માહરે, વેણુ મધુરો વાયો. ૨૦
અબીલ ગુલાલ અગર રસ, નૌતમ ઉછાળ વ્રજનારી,
કેલિ કલા રસ સ્યામ મનોહર, સ્યામા ખેલે મદન મુરારી. ૨૦
હાર્યા કૃષ્ણ જીત્યા વ્રજ ગોપી, લોપી લાજ વિરાજે,
નરસિંહાચો સ્વામી ભલે મળીયો, ભકતવત્સલ બિરદ છાજે. ૨૦

**પદ ૬૫ મું-રાગ વસંત.**

કર નખ રાતા કામનીઆ રે, રાતા અધર સુદંત,
રાતા અબીલ ઉડાડે ગોપી, રાતો નવલ વસંત. કર.
રાતી ચોળી કસણ કસી, ને મુખ ભર્યાં તંબોલ,
રાતા ચરણા પેહેરણે, રંગ રાતી કુંકુમ રોલ. કર.

કૃષ્ણજી રાતા કામિનીએ રે, કામિની કૃષ્ણ ગુણે રાતી,
સરખા સરખે બહુ ગુણ રાતા, નરસિંહો સંધાતી. ૬૨.

## પદ ૬૬ મું–રાગ વસંત.

હું સૂહાગી સૂહાગણ, બાઈ રે નાવલીઓ રૂડો,
સોનાનું શ્યામળીએ વાલે, પહેરાવ્યો ચૂડો. હું૦
સેંથે શીશફુલ રાખડલી, ગોફણ ને ઘુઘરડી,
કર કંકણ નેપુરીઆ વાજે, દીસું છું રુડી. હું૦
સૈઅરમાં સંપરાણી કીધી, લિધી હૃદયા માંહે,
નરસિંહાચા સ્વામિ રસમાતો, અમ સાથે ગાયે. હું૦

## *પદ ૬૭ મું.

ધન્ય ધન્ય ગોકુળીયું ગામ રે, મારે વા'લે કર્યો વિશરામ રે.
ધન્ય ધન્ય જશોદા માડી રે, હરિને હાલેરા ગાય દાડી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગલીયો રે, મારો વાલો કાઢે નિત્ય હડીઓ રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગાય રે, મારો વાલો ચરાવાને જાયરે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગોપી રે, હીરે રત્ન જડીત છે ટોપી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાનો ઘોડો રે, હરિને મસ્તકે મોતીના તોરો રે.
ધન્ય ધન્ય ગોકુળીયાના મોર રે, પ્રભુજીનો મુગટ બન્યો રંગચોળ રે.
ધન્ય ધન્ય જમનાજીનાં નીર રે, મારો વાલો પખાળે શરીર રે.
ધન્ય ધન્ય જમનાજીના ઘાટ રે, મારો વાલો વાંચે નિત્ય પાઠ રે.
ધન્ય ધન્ય જમનાજીની રેતિ રે, હરિને ચરણ કમળ રોજ રે'તી રે.
ધન્ય ધન્ય નરસૈંયો દાસ રે, મને રાખો ચરણની પાસ રે.

## પદ ૬૮ મું–રાગ કાલેરો.

ગોકુળ વેલા પધારજો, મથુરા જાવ તો મારા સમરે લાલ; ગોકુળ વેલા પધારજો. ટેક.
અક્રૂર આવ્યા તેડવા, તે તો મારા દુખડાનો દેનાર રે લાલ; ગોકુળ.
બળીભદ્ર બેઠા રથમાં, હરિ હળધરનું જુગતે જોડું લાલ; ગોકુળ.
આણી આણી શેરડીએ પ્રભુ મારા, રથ પાછા લાવો લાલ; ગોકુળ.
રાણીરાધા બેઠાં આડાં થઈ, પ્રભુ મ્હારા હૃદીયાપર રથ ખેડો લાલ; ગોકુળ.
બાંધામાં જેતી વાટડી, પીયુ મળશે હમને તજ્યાં લાલ; ગોકુળ.
ગોકુળ મથુરા છે બે ગામડાં, વચમાં જમનાજી ભરપૂર રે લાલ; ગોકુળ.
મથુરામાં મામાને મળવા જતાં, વા'લા કેમ રાખ્યું ન હેત લાલ; ગોકુળ.
જગજીવન માગે જવાદ, મથુરામાં જાવ તો પ્રાણ નાખું કાઢી લાલ; ગોકુળ.
નરસૈંયાનો સ્વામી શામળો, વા'લે મારે ફરી રમાડ્યાં ન રાસ લાલ; ગોકુળ.

### પદ ૬૯ મું—રાગ મારુ.

ચંપો મોર્યો રે, વંદાવન ચંપો મોર્યો રે. ટેક.
એ ચંપો ઉતારવાને હું ગઈતી, દીએરીઓ રખવાળ,
ચંપો ઉતારી પાછાં વાળ્યાં રે, પાયે નેપૂરનો ઝમકાર. વૃંદા૦
એ લીલો હતો ત્યારે લળજતો, સૂકાઈ સલવરો છાર,
વેડનારો વેડી ગયો રે, એ તો ઝુડાઈ ગયો નિર્ધાર. વૃંદા૦
એ વૃંદાવનમાં ચંપો મોર્યો, કરનારો કરતાર,
ભલે મલ્યો મે'તા નરસિંહનો સ્વામી, વાલે ઉતાર્યાં ભવપાર. વૃંદા૦.

### પદ ૭૦ મું–રાગ રામગ્રી.

રામને વાલો સુગ્રીવ, સીતાને વાલા શ્રી રામ,
ઈશ્વરને વાલાં પાર્વતી, જેમ ગોપીને વાલો કાન;
કોઈ મને કૃષ્ણ બતાવો રે, આલું રે વધામણી,
હઈયા કેરો હાર આપું રે, માથા કેરી દામણી; રે કોઈ.
વા'લો મારો હમણા જોયું, ત્યારે ગયા મુને વાહીને;
પાંપણીઓ ખરી ગઈઓ છે રે, આંસુડાં લોહીને;
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે, ગોપી સરવ આનંદ પામી; રે કોઈ.

---

## દ્વાદશ માસ.

### પદ.

કાર્તક મહિને કૃષ્ણજી, મેલી ગયા રે મહારાજ,
રુદન કરે રાણી રાધિકા, નયણે આંસુની ધાર; શું રે જીવું સંસારમાં;
પાપી પ્રાણ ન જાય, લોભી જીવડો ન જાય. શું રે. ટેક.
માગશર મહિને માન્યું નહિ, મારા મોહનલાલ,
સેજલડી રે સૂની પડી, જડ્યા શોક્યના સાલ. શું રે.
પોસ મહિને આવ્યા નહિ, જશોદાજીના કા'ન,
અધવચ મેલ્યાં એકલાં, મારાં ઝુરતાં વાન. શું રે.
મહા મહિને મહારાજને, તેડી લાવો રે ઘેર,
મુખડું નિરખું મારા નાથનું, ઉલટી રંગડાની રેળ. શું રે.
ફાગણ ફુલ્યો હો સખી, ફુલ્યાં કમલાનો કંથ,
હૈયામાં રે હોળી બળે, કીમ કરી રમું રે વસન્ત. શું રે.
ચૈત્ર માસે ચિત્ત ચાલે નહિ, ઓઢવા આછાં રે ચીર,
કીમરે ઓઢું જાદવ વિના, મારું શોભે ન શરીર. શું રે.

વૈશાખે વન ફળ ફુલીયાં, ફુલ્યાં દાડમ દ્રાખ,
કોયલડી રે ટઉકા કરે, પાકી આંબાની શાખ. શું રે.
જેઠ મહિને રવિ તપે ઘણો, ઝીણી લૂથી બલતી રે રાખ,
સહસ્ર ગોપી રે ટોળે મળી, ઘોળે આંબાની શાખ. શું રે.
આષાડ માસ ભલે આવીયો, વરસ્યો ઘન અંધારું ઘોર,
ચહુ દિશ ચમકે રે વીજલી, મધુરા બોલે રે મોર. શું રે.
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ બહુ તો રે નીર,
સહસ્ર ગોપી રે ટોળે મળી, ન્હાવા જમનાને તીર. શું રે.
ભાદરવો ભલે ગાજીયો, વરસ્યો ચારે રે માસ,
ભીંજે રાધાજીની ચુંદડી, ભીંજે સોળ શણગાર. શું રે.
આસો માસે હરિ આવીયા, આવ્યા અબલાની પાસ,
આશા પૂરી એણે મન તણી, વા'લે રમાડ્યાં રાસ. શું રે.
ગાય શીખે ને સાંભળે, તેનો હજો વૈકુંઠ વાસ,
બાર માસ પૂરા થયા, ગાય નરસૈંયો દાસ. શું રે.

---

## શ્રીકૃષ્ણના જન્મ સમાનાં પદ.

### સાખી.

શ્રી ગુરુને પ્રણામ કરીને, વર્ણવું શ્રી જદુરાય,
શ્રી કૃષ્ણજીની લીલા સાંભળતાં, પ્રાશ્ચીત દૂર પલાય.

### ઢાળ.

અસુર વાધ્યા ભૂમિપર, ઢાળ સાધુ દુઃખ પામ્યા ઘણું;
અમર લોકે સહુ ટોલે મલીને, સ્મરણ કીધું શામળીયાતણું.
સાહ્ય થાજો શ્યામળા, વ્હારે ચઢજો વૈકુંઠરાય;
કષ્ટ જાણી દેવનું, પ્રભુ અમર પાસે જાય.
અંતરીક્ષ રહીને ઉચરે, અમર પ્રત્યે બોલ્યા વાણી;
આવો ગોકુલમાં અવતરો, અવતાર લેઈશું નિર્વાણી.
ભાર ઉતારી ભૂમિતણો, તમોતણી પુરશું આશ;
અવતાર લેઈશું વસુદેવ ઘેર, રહીશું જશોદા પાસ.
વચન આપી દેવને, હરિ હવા અંતર ધ્યાન;
અમર નરસૈંયે લોકે અવતાર ધર્યો, જહાં ગોકુલ વૃંદાવન.*

---

* આની નીચે, આ ભાગમાં "કૃષ્ણજન્મની વધાઈનાં પદ"માં ૧ લું પદ છે જે આ સ્થળે યોગ્ય જ છે.

## સાખી.

કારાગ્રહમાં રાખીયાં, ત્રિલોકની જે* માત;
સાધુ જન સહુ કોઈ પીડીયા, તેનો થયો માહા ઉત્પાત.

## પદ ૨ જું—રાગ કાલેરો.

કારાગ્રહમાં કંસ રાય આવ્યો, વસુદેવ દેવકીને તેડી રે,
કારાગૃહમાં બંનેને બેસાડી, ત્યાં લોહની ભોગળ ભીડીરે, કારાગ્રહ.
બંદીગીરી કીધી બનેની, સહસ્ર મૂક્યા રખવાલ રે,
ભાઈઓ ખેપ કરી સાચવજો, આવતું કહેજો બાલ રે. કારાગ્રહ.
અખાડ શુદિ અગીઆરસ રવિવાર, દેવકીએ પુત્ર જાયો રે,
કારાગ્રહમાં બાલ રોવા રે લાગ્યું, તે સુણી અનુચર ધાયો રે. કારાગ્રહ.
કંસરાય આગળ જઈને પોકાર્યો, ભગિનિએ જાયો બાલ રે,
કંસરાય ઉઠીને ધાયો, હું છું એનો કાળ રે. કારાગ્રહ.
કંસે ભાગી ભોગલ લોહની, વસુદેવને બોલાવ્યા રે,
લાવ દેવકી સંતાન તાહારું, ત્યાં વસુદેવ લેઈ આવ્યા રે. કારાગ્રહ.
જઈને કુંવર કંસને સોંપ્યો, કંસે કીધો વિચાર રે,
પાપી પંડે મેં મહા દુઃખ દીધું, આ બાલ મને શું માર રે. કારાગ્રહ.
કંસે કુંવર વસુદેવને આપ્યો, તું લેઈને મંદિર પધાર રે,
મહા દુઃખે મેં બ્હેન સંતાપી, ધિક ધિક મુજ અવતાર રે. કારાગ્રહ.
તે સમે ત્યાં નારદ આવ્યા, વચન કહ્યું તે દહાડે રે,
કંસ કહે તે અષ્ટમો ગર્ભ, ત્યાં નારદ ગણી દેખાડે રે. કારાગ્રહ.
કંસે કુંવરને ફરી મંગાવ્યો, લેઈ શલ્યા સાથે પછાડ્યો રે,
કહે નરસૈંયો કુંવર માર્યો કંસે, ત્યાં નારદે મર્મ દેખાડ્યો રે. કારાગ્રહ.

## સાખી.

નારદે મર્મ દેખાડીયો, કુંવર માર્યો કંસરાયે રે;
વ્હારે ચઢજો વિઠલા, ઘણું દુઃખ પામે તુજ માય રે.

## પદ ૩ જું.—રાગ કાલેરો.

ત્રાહે ત્રાહે સઉકો કરે, નગર લોક, ભલો ભલો તુજ અવિચાર રે,
સાહ્ય થાજો સ્યામળા, મુખે વદે તે નર ને નાર રે. ત્રાહે ત્રાહે.
દુષ્ટે દેવકીને મહા દુઃખ દીધું, એવો પાપી વિખની જવાલા રે.
દુષ્ટે દયા ના આણી મનમાં, ષટ માર્યા ત્યાં બાલ રે. ત્રાહે ત્રાહે.

---

* બીજી પ્રતમાં 'ત્રિલોક તુજ માત.'

મહા દુઃખ પડ્યું વસુદેવ દેવકીને, દુઃખે સુકાઈ બેઉની કાયરે,
એટલું દુઃખ પડે પૃથ્વીપર, ફાટીને રસાતળ જાય રે. ત્રાહે ત્રાહે.
સ્તુતિ કરતાં શામળીયાની, સાહ્ય થજો શ્રી મહારાજ રે,
વ્હારે ચઢજો હો વિઠલારે, લજ્જા રાખજો શ્રી જગનાથ રે. ત્રાહે ત્રાહે.
દુઃખ જાણ્યું રે માત પિતાનું, ક્ષય આણું કંસરાય રે,
કહે નરસૈંયો સાતમો ગર્ભ, તે બળીભદ્ર કહેવાય રે. ત્રાહે ત્રાહે.

## સાખી.

સાતમો ગર્ભ બળીભદ્ર કેરો, વ્હારે વિઠલજી ધાય રે,
કષ્ટ જાણી વડા વીરનું, પ્રભુએ આરાધી યોગમાય રે.

## પદ ૪ થું—રાગ કાલેરો.

વડા રે વીરની રક્ષા કરવા, આરાધી જોગ માય રે,
માત પિતાનાં બંધન છોડું, કોડ પૂરું કસ રાય રે. વડા વીરની.
સ્મરતાં આવ્યાં ઉમિયાજી, દો આજ્ઞા હું દાસી રે,
કહે સ્વામી જાઓ કારાગ્રેહેમાં, જાઓ દેવકીની પાસી રે. વડા વીરની.
ગર્ભ ગાળજો દેવકી કેરો, રખે દેતાં દુઃખ રે,
ગર્ભ લેઈને જાવું ગોકુલમાં, જઇ મૂકો રોહિણી કૂખ રે. વડા વીરની.
સ્વામી ગર્ભ ગાળતાં સ્ત્રી કેમ જીવે, તે માનજો નિર્માણ રે,
કહે પ્રભુજી એ માયા મારી, તેનો કોઈ ન જાણે મર્મ રે. વડા વીરની.
ગર્ભ ગાળ્યો ઉમિયાજીએ, નારી પામી સૂખ રે,
કહે નરસૈંયો ગર્ભ લેઇને, મૂક્યો રોહિણી કૂખ રે. વડા વીરની.

## સાખી.

ગર્ભ ગાળ્યો ઉમિયાજીએ, નારી પામી સુખ ઘણું,
કંસે નવ જાણ્યું ગર્ભ ગળીયો, તે પરાક્રમ ન જાણ્યું પ્રભુતણું.

## પદ ૫ મું—રાગ કાલેરો.

ભાર થયો ભૂમિને માથે, સાધુ જન દુઃખ પામે ઘણું,
વચન વાયક પાળ્યું માતાનું, મસ્તક છેદ્યું અસુરતણું. ભાર થયો,
અમર લોકે અવતાર ધરીયો, ગોકુલ મથુરા માંહી રે,
અવતાર લેઈશું વસુદેવ ઘેર, રમાડે નંદરાઈ રે. ભાર થયો.
દેવના મનોરથ પ્રેમે પૂરું, અમરની પહોચાડું આશ રે,
ખટમાસની રજની કરીને, ગોપી રમાડું રાસ રે. ભાર થયો.
જમલાર્જુનનાં બંધન છોડું, ગોવર્ધન કર ધારું રે,
ઇંદ્ર રાજાનું માન જ મોડું, બ્રહ્માને ભૂલ્યો ભમાડું રે. ભાર થયો.

વ્રજ લોકની પ્રતિપાલણા કરવા, અસુર હણવા કાજરે,
કૃપા કરો હવે નરસૈંયાને, દે દર્શન મહારાજ રે. ભાર થયો.

## સાખી.

દે દર્શન દયાળજી, હરિજનની પૂરો આશ રે;
કહે નરસૈંયો આશા ઘણી, મુને ચરણે રાખો પાસ રે.

## પદ ૬ ઠું—રાગ કાલેરો.

કારાગ્રેહેમાં તેજ ઘણું વ્યાપ્યું, ઉદય થયા મહારાજ રે,
કહે દેવકી જાગો પીયુડા હમારા, શીદ રાખો છો અહિં લાજ રે. કારાગ્રેહેમાં.
નહિ પીએરમાં માતા મારી, નહિ સાસુ નણંદ જેઠાણી રે,
દોહેલી વેળાએ નહિ કોઈ પાસે, શાને રહ્યા છો લાજ આણી રે. કારાગ્રેહેમાં.
લાજ મૂકી રાય પાસે આવ્યા, કહો ભામની સમાચાર રે,
કહે દેવકી પુત્ર આવ્યો તમારો, અધૂરીએ અવતાર રે. કારાગ્રેહેમાં.
કુંવર લેઈ વસુદેવ બોલ્યા, પુત્ર શીદ હમારું ઘર વાસ્યું રે,
પાપી મામા તમને મારશે, એમ કહી ઢાળ્યાં આંસુ રે. કારાગ્રેહેમાં.
ધરીયું રૂપ ત્યાં શ્રી મહારાજે, અમો કરીશું મામાનું કામ રે,
ચિંતા ન કરો ઘણું સુખ પામશો, મને લેઈ જાઓ નંદને ધામ રે. કારાગ્રેહેમાં.
મુને ત્યાં મૂકીને ભગ્નિને લાવજો, કહેજો જે આ તુજ સંતાન રે,
પાપી મામો બહેનને મારશે, ઉડી જાશે આકાંત રે, કારાગ્રેહેમાં.
ચિંતા ના કરશો માતા મારી, અમો છું નાનું બાલ રે,
વરસ અગીયાર રહીશું ગોકુળમાં, પછી આણીશું મામાનો કાળરે. કારાગ્રેહેમાં.
એવાં વચન સુણી બોલ્યાં માતા, પુત્ર વેલી લેજો સંભાળ રે,
ભણે નરસૈંયો વચન દીધું માતાને, પ્રભુ થયા ન્હાનું બાળ રે. કારાગ્રેહેમાં

## સાખી.

બાલ થયા દયાળજી, હરિજનની પૂરવા આશ રે;
ભણે નરસૈંયો આશા છે ઘણી, મુને ચરણે રાખો પાસ રે.

## પદ ૭ મું-રાગ આશાવરી.

કહે દેવકી સુણો કુંવર હમારા, હમો દુખીયાંની લેજો સંભાળ રે,
રખે પુત્ર હમોને વિસારતા, નહિ તો આવશે હમારો કાળ રે. કહે.
દો દુઃખે દાઝી માતા તમારી, દુઃખે દમીયા છે તાત તમારો રે,
પાપીનો ભે લાગ્યો પુત્ર વરાવું છું, ઘણું દાઝે જીવ હમારો રે. કહે.

પર ઘેર પુત્રને કોઈ ન વળાવે, જેની માતા હોય મુઈ રે,
પરવશ પીંડ પડ્યો હમારો, તો રાત દિવસ કહું છું રોઈ રે. કહે.
કારાગ્રેહેમાં સુખ માત પિતાનું, તમે જો જો નયણે નીહાલી રે,
આ સુખ જોઇને નિરાંતે રહેજો, હમો રહીશું ગોકુલ સામું ભાળી રે. કહે.
પુત્ર ધન કમાઈ જશોદા કેરી, માતા તે કહેવાશે રે,
મીથ્યા માતા હું પુત્ર તું મારો, પર ઘેર તોરણ બંધાશે રે. કહે.
પુત્રને આપી માતા આંસુડાં ઢાળે, પુત્ર છેલી અરજ હમારી રે,
કોડ વરસ આયુષ્ય હજો પુત્રને, માતા લૂણ નાંખે ઉતારી રે. કહે.
પ્રભુ અમર લોક અંતરીક્ષથી, પુષ્પની વૃષ્ટી કરાવે રે,
ભણે નરસૈંયો ગયા ગોકુલમાં થઈ, ત્યાં વ્રજનારીઓ વધાવે રે. કહે.

### પદ ૮ મું–રાગ આશાવરી.

વસુદેવ કુંવર દેવકીએ જાયો, આઠમ દિન જન્મીયા રે,
લોહની ભોગળ ભીડી દ્વારે, દોહદશથી ઉઘડીયાં રે. વસુદેવ.
આંગણે ચોકી કંસરાયની, દ્વાર રોકીને બેઠી રે,
વસુદેવ કુંવરને લેઈ સધાર્યા, પ્રભુએ અઘોર નિદ્રા મેલી રે. વસુદેવ.
વસુદેવ કુંવર લેઈ સધાર્યા, અંધારીયું ઘનઘોર રે,
માથે મેવલીઓ ધાર નાંખે છે, જમના વહે ભરપૂર રે. વસુદેવ.
જોઈને જમના વિસ્મય પામ્યાં, હાવે કોણ કરવી પેર રે,
મનમાં વિચાર કરી પાછા વળીએ, ત્યારે જમનાએ દીધો પેર રે. વસુદેવ.
જેમ તેમ કરીને પદ રજ પામું, અહિં થઈ જદુપતિ જાય રે,
ધાયું નીર કુંવર લીધો રે ઉંચો, ત્યારે પ્રભુએ ચાંપ્યા પાય રે. વસુદેવ.
જઈને કુંવર નંદને સોંપ્યા, બાઈ વીજળીને લીધાં રે,
લેઈને વસુદેવ પાછા વળીયા, જઈ દેવકીને દીધાં રે. વસુદેવ.
દોહદશથી તો દ્વાર દેવાયાં, જેવું હતું તેવું કીધું રે,
નરસૈયાનો સ્વામી નાશી ગયો, જઈ ગોકુલમાં દર્શન દીધું રે. વસુદેવ.

### પદ ૯ મું—રાગ કાલેરો.

મનમાં વિસ્મય થયાં માતા જશોદાજી, પાસામાં દીઠા બાલ રે,
ચૌદ ભુવનનો લીલાકારી, અવતર્યા કંસનો કાળ રે. મનમાં.
પ્રથમ નયણે નિરખું કુંવરને, પછે જગાડું નંદરાય રે,
જાગો પ્યારા સબળ સારુ, જાગ્યું ભાગ્ય તમારું વરણાય રે. મનમાં
જાગ્યા નંદજી આનંદ પામ્યા, જોયા જગદાધાર રે,
કોટી રવિ શશી પ્રકટ્યા, કોટી કોટી દીવડાની હાર રે. મનમાં.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, નિરખ્યા મોહ પામ્યાં નર નાર રે,
નંદ કહે [illegible] ભામની મારી, [illegible] લીલાકાર રે. મનમાં.

વ્રજ લોકનું પ્રતિપાલણ કરવા, અસુર હણવાને કાજે રે;
ભણે નરસૈંયો લીલા વખાણું, અવતાર લીધો મહારાજે રે. મનમાં.

## પદ ૧૦ મું–રાગ કાલેરો.

કારાગૃહેમાં વસુદેવ દેવકી, છાંઝ્યાં કંસ રાયે રે;
મહા દુઃખ પાડયું મેં ભગ્નિ મારી, તે દુઃખ ન આણશો મન માહે રે. કારાગૃહેમાં.
હું અપરાધી મહા અજ્ઞાની, પાપી મહા અહંકારી રે;
મહા પાપે મેં બ્હેન સંતાપી, પાપે અવધ આવી હમારી રે. કારાગૃહેમાં.
મનમાં વિચાર કીધો કંસરાયે, ધન્ય મારી કમાઈ રે;
મારે પાપે દુઃખણી કરી પ્રજાને, દર્શન દે જદુરાઈ રે. કારાગૃહેમાં.
જેમ તેમ કરીને દર્શન પામું, કરું મહા જુદ્ધનો ઉપાય રે;
* * * * * * * * કારાગૃહેમાં.
ઝેર ચોળીને પૂતના રે મોકલી, તે તો રહી છે થઈ ગોકુલ ગાય રે;
પડી પૂતના નંદ છાપરે, તેની કંદ્રપ દીસે કાય રે. કારાગૃહેમાં.
સુણી કંસ રાય ત્રાસ પામ્યો, મોકલ્યો શકટાસુર રે;
કરી કીલકલાટ પગ પ્રહારે, મારી કીધો ચકચૂર રે. કારાગૃહેમાં.
લીલા કવિતા વિસ્તારી, લીલા ધર્મ અપાર રે;
કૃપા કરો હવે નરસૈંયાને, રાખો શરણ આધાર રે. કારાગૃહેમાં.

## પદ ૧૧ મું–રાગ કાલેરો.

કંસરાય મન તો ઘણું (દુઃખ) પામ્યો, વચન વીજલીએ કહ્યું રે;
વેરી તારો પ્રકટ્યો ગોકુલમાં, પરાક્રમ કંસે ના લહ્યું રે. કંસરાય.
બગી ભેદી ને શકટ ભેદ્યો, તૃણાવત તતક્ષણ હણ્યો રે;
વૃક્ષ ઉપર પ્રલંભ નાખીને, અંત આણ્યો તેહ તણો રે. કંસરાય.
બકાસુરની ચાંચ મરડીને, વન કરીને વેડાવ્યો રે;
ઉદરમાં ઘણું વૃદ્ધી થઈને, એમ અઘાસુર માર્યો રે. કંસરાય.
એક સમે પ્રભુ વૃંદાવનમાં, ચારે નવ લખ ગાય રે;
એક અસુર થઈ ગોવાલો આવે, સાથ કર્યો આવતા વિદાય રે. કંસરાય.
એક સમે પ્રભુ ગોકુલમાંહી, બેઠા નંદજી સહિત રે;
બંભારવ કરતો રે આવ્યો, આવ્યો કેસી દઈત રે. કંસરાય.
કરડે દંત ને સુરને મારે પગસું, પરાક્રમ કોઈ ના જાણુ રે;
ઝેર ચોળીને હાથ મૂકયો મુખમાં, તેણે પુચ્છડે પછાડી છોડયા પ્રાણ રે. કંસરાય.
એક સમે દાવાનળ આવ્યો, વન પ્રજાલીને દીધો રે;
ગોપી ગોવાલાની આંખ મીચાવી, ધીરજ ધરીને પીધો રે. કંસરાય.

